## શ્રી ધૂમકેતુની

### લોકપ્રિય ચૌલુક્ય નવલગ્રંથાવલિમાં

પ્રગટ થયેલાં પુસ્તકો

1. ૧ વાચિનીદેવી [બીજી આવૃત્તિ]
2. ૨ ચૌલાદેવી [ત્રીજી આવૃત્તિ]
3. ૩ રાજસંન્યાસી [ત્રીજી આવૃત્તિ]
4. ૪ કર્ણાવતી [બીજી આવૃત્તિ]
5. ૫ રાજકન્યા [બીજી આવૃત્તિ]

અત્યંત લોકપ્રિય થઈ પડેલી આ નવલ-
કથાઓમાં હવે પછી આવે છે

**જયસિંહ**

**સિદ્ધરાજ**

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો - અમદાવાદ

પ્રકાશક,
ગૌરીશંકર ગોવરધનરામ જોશી,
ખાનપુર .... અમદાવાદ.

દ્વિતીયાવૃત્તિ : ૧૯૪૫



મુદ્રક : ચતુરભાઇ શનાભાઇ પટેલ,
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય, મામાની
હવેલી, શાક મારકીટ—અમદાવાદ.

## અનુક્રમ

. . . . . . . . he that laboureth
right for love of Me
Shall finally attaine ! But, if in this
Thy faint heart fails,
bring Me thy failure.

'. . . . . Most wretched men
Are cradled into poetry by wrong,
They learn in suffering, what they teach in song.'

ø સૂતેલું પરોઢ જાગે તેમ તે આળસ મરડીને બેઠી થઈ.

એનાં અંગ ઉપાંગ લાલિત્ય વડે સોહી રહ્યાં. લહેર લેતું યૌવન હોય તેમ શરીર શોભી ઉઠ્યું. દેહ આખી સુંદરતાથી છવાઈ ગઈ.

આકાશમાંથી તારા ખરે તેમ તેના કેશ કલાપમાંથી ફૂલ ખરવા માંડ્યાં.

—પણ ન એ કોઈ સુંદરી હતી. ન મુગ્ધા હતી. ન કિશોરી કે યૌવના હતી—દેહ સમસ્તમાં સૂતેલી કવિની મૌ ન વા ણી હતી. કુમળા પ્રભાતની માફક આજે એ જાગી હતી; આભુષણથી શણગારાતા દેહની માફક રૂપ લેતી હતી; લાવણ્યમૂર્તિની માફક રે ખાં કિ ત થતી હતી.

☆ કોણ વધારે સાચું જુએ છે? જલબિંદુમાં જલબિંદુ જોનારો કે એમાં ગુપ્ત વહી રહેલ મહાનદના ધ્વનિને સાંભળનારો?

ø પળ પળને મિથ્યા ગણનારો મહાકાલની ચેતનશક્તિને ક્યારેય પામી શકે ખરો?

☆ કોઈ દિવસ વૃદ્ધાવસ્થા ન આવે એમ મેં ઇચ્છ્યું જ નથી. વૃદ્ધાવસ્થા ભલે આવે; માત્ર વૃદ્ધાવસ્થાના દોષો ન આવે. લોકૈષણા માટેનો મોહ ન જાગે; સ્વાનુભવની મર્યાદા ભૂલી ન જવાય; ઉછરતા યૌવનના ગુણને દોષમાં ઢાંકી ન દેવાય; સાચા ઉલ્લાસને અપમાનવાની જડતા ન આવે.

આટલું ન આવે, પછી ભલેને, વૃદ્ધાવસ્થા કાલે શું, આજે આવે.

એવી વૃદ્ધાવસ્થા – યૌવનને પણ શરમાવે એવી વૃદ્ધાવસ્થા – ભલેને આજે આવતી.

☺ લાંબો પંથ–અને ખુલ્લું નિરભ્ર આકાશ– એમાં સૌન્દર્ય છે માટે એનું મને આકર્ષણ નથી; જીવનની અનંત શક્યતાનાં એ પ્રતિક છે, માટે એનું આકર્ષણ છે.

☆ સંપૂર્ણપણે જીવવા ઇચ્છનાર હરકોઈએ વિરોધાભાસમાં પણ જીવવું પડે.

⌀ પૃથક્કરણ કરીને જીવન જીવવા ઇચ્છનાર હરેકમાં વિરોધાભાસ દેખાશે: આજે એ જે કહેતો હશે તેનાથી કાલે ઉલટું જ કહેશે. અને છતાં એનાં એ બન્ને વચનમાં એકવાક્યતા જ હશે.

☆ મહાન થનારને માટે મહત્તાની ટોચ કદાચ આ પરિસ્થિતિમાં રહી છે: સિદ્ધાંતને ખાતર એકાકી બની જવામાં; પોતાની શ્રદ્ધામાં એકવાર ફરી એકલા પડી જવામાં.

⌀ નાનાં બાળકોને નિદ્રામાં પડેલાં જોઈને તે પહેલાં સૂતેલાં ફૂલ યાદ આવતાં; હવે થાકેલા મુસાફરો યાદ આવે છે; જાણે લાંબી મુસાફરીનો થોડો વખત માટે થાક ઉતારતાં હોય!

☆ જીવનની આ ખૂબી–તમે કોઈ દિવસ નિહાળી છે? – ગમે તે દૃષ્ટિકોણથી તમે એને જૂઓ –પાગલની, પ્રેમીની, ફિલ્સૂફની, ફકીરની, વેપારીની કે વિચારકની, એનો અંતર્ગત રસ કોઈ દિવસ જૂનો થતો નથી; કોઈ દિવસ ખૂટતો પણ નથી.

✡ શુદ્ધ સત્ય માટે નહિ–આપણા માની લીધેલા સત્ય માટે પણ–આપણી જેટલી તૈયારી દલીલ માટે હોય છે, તેટલી તૈયારી, સહન કરવા માટે હોતી નથી. પરાજયનું સાચું કારણ એ નિર્બળતામાં જ રહેલ છે.

☆ એ માણસ જીવનને સમજી શકયો કહેવાય જે મૃત્યુનો ભય તજે; અને છતાં જેણે મૃત્યુને ઇચ્છયું કોઈ દિવસ ન હોય; મૃત્યુ માટે જેની તૈયારી હોય–છતાં જીવન મૃત્યુ કરતાં વધારે મહાન છે એ શ્રદ્ધામાં જે લેશ પણ ડગ્યો ન હોય; મૃત્યુનું જ્ઞાન હોય, છતાં જીવનના રસ પ્રત્યે ઉદાસી ન હોય!

✡ ઘણા માણસો દલીલ કરવાની હોંશિયારીમાં બુદ્ધિ રહી છે એમ સમજે છે. ખરી વાત એ છે કે પોતે દલીલ કરવાની ખાતર જ ક્યાં ક્યાં દલીલોમાં ઉતરી પડે છે એ જાણી લેવામાં બુદ્ધિ રહી છે.

☆ સમર્પણ એ જીવનનું ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપ છે. એટલા માટે યોદ્ધાઓ જે માટે લડે છે તે માટે સંતો દેહ સમર્પે છે.

ø જેણે પોતાનું કામ શોધ્યું છે ને મેળવ્યું છે એણે વિજય મેળવી લીધો ગણાય: એ નિર્ભય અને નિશ્ચિત બની ગયો. એની એ શોધ ખોટી હોય તો પણ એમાં ગુમાવવાનું કાંઈ જ નથી. કારણ કે અંતે તો મહાન સત્યો પણ થોડાં કે વધુ ખોટાં જ છે.

☆ માણસને જ્યારે માની લીધેલો ન્યાય મળતો નથી ત્યારે થોડેવત્તે અંશે એ સામાને અન્યાય કરી બેસે છે: સાધુપુરુષો એવે વખતે પણ સામાના દૃષ્ટિબિંદુથી જોવા યત્ન કરે છે, અને અન્યાય નહિ, પણ અજ્ઞાન ક્યાં છે એ શોધી કાઢે છે. આવી અનેક શોધોના જ્ઞાનદીપથી પોતાનો માર્ગ ઉજ્જ્વલ ને તેજસ્વી રાખવો એમાં જ સર્વ પ્રયત્નોનો સાર રહ્યો છે; કદાચ એમાં જ પ્રયત્નનો સાચો રસ પણ રહ્યો છે.

ø મહાન બનવું છે કાં? – આ રહ્યો એનો રહસ્ય મંત્ર. જેટલો વખત પરનિંદામાં જાય છે તેટલો વખત સ્વત્વના વિકાસમાં જાય તો મહત્તા ચરણમાં લોટતી આવે.

✪ માણુસના નિત્યજીવનમાં જણાતો સામાન્ય વિવેક—જો અંતરમાંથી જ આવતો હોય—તો એ એની માનસિક પ્રક્રિયાનો પડઘો હોઈ એને સાધુકોટીમાં મૂકવા માટે બસ છે; પણ ઘણાખરા વિવેકનાં સ્વરૂપો વ્યવહારથી નિયન્ત્રિત બને છે; એ ભાગ્યે જ આંતરિક વિકાસ સૂચવનાર હોય છે. સાધુના ને સદ્‌ગૃહસ્થના વિવેકમાં જે અંતર દેખાય છે – અને વિવેક વિવેકમાં પણ જે અંતર દેખાય છે – એ અંદરના જીવનનો પડછાયો છે.

☆ તોફાનની પહેલાં અને તોફાનની પછી જેમ શાંતિ કુદરતી છે, તેમ શુદ્ધ કલ્યાણકર ક્રિયાત્મકની પણ આગળ અને પાછળ મૌન અનિવાર્ય હોવું જોઈએ. એ વસ્તુ નૈસર્ગિક લાગે છે.

✪ પ્રતિષ્ઠા ?—ઘણી વખત એમાં આગળ વધતાં અટકી ગયેલ જીવનનું મુડદું જ નથી દેખાતું ?

☆ મુશ્કેલીઓ આવે છે, કે જેથી માણસ જીવન ઘડી શકે. એ જીવનનો માર્ગ રુંધવા માટે છે જ નહિ.

☆ માણુસ જ્યાં ઊભો હોય ત્યાંથી એને આગળ જવા પ્રેરે એ હરેક વસ્તુ–પછી ભીખારીનું ગીત હોય કે ચિત્રકારે વર્ષોની મહેનતે તૈયાર કરેલું ચિત્ર હોય–કલા છે. કલાનું સ્વરૂપ આટલું બધું નિશ્ચિત અને સામાન્ય હોવા છતાં એને અસામાન્ય જેમ ગણીને જે ગૂઢ વાતાવરણ એની આસપાસ ફેલાવવામાં આવે છે, એણે જ એને પણ પદભ્રષ્ટ કરીને જીવનમાંથી બહાર કાઢી છે.

✿ બુદ્ધિ એ ઊંચા પ્રકારનો સંયમ છે: લાગણી વિરુદ્ધ બુદ્ધિ એવી પરિસ્થિતિ ખરી રીતે છે જ નહિ. સંયમ ભરેલી લાગણી–એને બુદ્ધિ કહી શકાય.

☆ લોકૈષણા–એનો મોહ એ વૃદ્ધાવસ્થાનું ચિન્હ છે: અશકિતનો એકરાર છે.

✿ 'અરેરે! કમનશીબી!' લોકો ઘણી વખત એમ બોલે છે, જો કે, એમણે બોલવું જોઈએ: 'ઓહો! બીન આવડત!'

☆ સુખ ? સંતોષથી મળે છે એમ ઘણા કહે છે, અને એ સંતોષને મનની પરિસ્થિતિનું પરિણામ માને છે. કેટલાક તન મન ધન ત્રણેના સરખા મેળ વિના એને અશક્ય ગણે છે. ખરી વાત એ છે કે સુખ એ મન–ચિત્ત સર્વથી પર રહેનાર એક પ્રકારનું આધ્યાત્મિક સામર્થ્ય છે. જેનામાં કોઈપણ પ્રકારની અદૃશ્ય ભાવના જન્મ લેતી નથી, એને એવું સામર્થ્ય મળતું નથી.

✿ વાહ રે ! જુવાન, તું પણ કોઈ અજબ નિરાશાવાદી લાગે છે.

પ્રયત્નની સચ્ચાઈ તારે પડખે ઊભી છે, અને છતાં તું કહ્યા કરે છે કે મારી પડખે કોઈ નથી, મારે પડખે કોઈ નથી. વાહ રે !

☆ શ્રદ્ધાની અખંડ જ્યોત બુદ્ધિના પુષ્કળ બળતણમાંથી પ્રગટે છે. એવી શ્રદ્ધા જન્મી છે એમ લાગે કે તરત કામ શરુ કરી દેજો; તકની કે સાથની રાહ જોતા નહિ. સારામાં સારી તક–અને સારામાં સારો સાથ–બન્ને શ્રદ્ધામાં રહ્યાં છે.

✿ જીવન અને પરિસ્થિતિ—એ સામે ઓછામાં ઓછી ફરિયાદો રજૂ કરનારો, એના વિશે સાચી સમજણ મેળવી શકે ખરો.

☆ જ્યાં સુધી માણસ એકલે હાથે પોતાની ભાવનાને સાચવી રાખવાની તૈયારી ન બતાવે, ત્યાં સુધી એની ભાવનામાં તેજ આવે નહિ, કે સામર્થ્ય પ્રગટે નહિ.

✿ જ્યાં સુધી માણસે એકાદ પરાજય સહન કર્યો નથી, એકાદ હાર જોઈ નથી, ત્યાં સુધી એ પોતાને બાળક માને એમાં જ એનું ખરું વય રહ્યું છે.

✿ જુવાનોએ સમજવાની એક જ વાત છે. તેઓ વૃદ્ધ તો થતા નથી નાં ?—પોતાના અનુભવમાં જ અત્યંત આગ્રહ રાખનારા, પોતાની જ સર્વ વાતમાં ઊંડું મંથન દેખનારા અને પોતાની શક્તિ ઉપર મુસ્તાક રહી, બીજી સર્વ શક્તિને ઉવેખનારા.

☆ સ્વપ્નસેવી ઘણા થયા; કોઈ કે જ એ વિષે પશ્ચાત્તાપ કર્યો નહિ હોય. સ્વપ્નદૃષ્ટા પણ ઘણા થયા; પશ્ચાત્તાપથી નહિ તો પરાજયથી એમણે માર્ગ બદલ્યો. સ્વપ્નશિલ્પી જ વિ ર લ હતાઃ દુનિયા એમણે ઘડી છે; જે સ્વપ્ન ઘડયું એ પાર ઉતાર્યું; એ પાર ન ઉતર્યું તો એ વિષે અશ્રદ્ધા પ્રગટ ન કરીઃ એમણે અનેક વિજયોને ઈર્ષા પ્રગટાવે એવું પરાજયનું સ્મિત કર્યું અને કહ્યુંઃ સ્વપ્ન મહાન હતું અને જીવન છોટું હતું; એ અસત્ય પણ ન હતું અને વ્યર્થ પણ ન હતું.

✿ ફરિયાદ માણસ રજૂ નથી કરતો–કાં અત્યંત આળસુ હોય છે માટે–અથવા અત્યંત ઉદ્યોગી હોય છે માટે.

☆ શ્રદ્ધા એ આંધળું બળ નથી; અ જ્ઞેય હશે.

⌀ ધર્મનો ઉપયોગ છે, અને ગેરઉપયોગ પણ છે. જવાબદારી, દુઃખ અને હૃદયનો સંતાપ—એ સઘળાંને ભૂલવા માટે જ્યારે માણસ ધર્મનો આશ્રય લેવા જાય છે, ત્યારે એણે મેળવેલો ધર્મ, શીશામાં ભરેલા દારૂ જેવો છે. એના નશામાં એ ઘણું ભૂલી શકે છે એટલો જ એનો ઉપયોગ કહી શકાય. પણ જવાબદારી, દુઃખ કે સંતાપ—એમને ભૂલવા માટે નહિ, પણ સમજવા માટે, જ્યારે માણસ ધર્મની શોધ કરે છે, ત્યારે એ જે મેળવે છે, તે ધર્મ હોઈ શકે.

☆ શ્રદ્ધાનો અંશ પણ રહેવા ન દે એટલી બધી આગમચેતી–કદાચ એ મનુષ્યના 'અહમ્'નો જ પડઘો હશે.

⌀ અરે!–આજે–છેક છેલ્લી ઘડીએ—બહુજ મોડું થયું ત્યારે, આ ખબર પડી. વ્યર્થ ગુમાવેલા જીવનની વહી ગયેલી એક એક પળ, એક એક ખંજર જેવી બનીને હૃદયને ભોંકી રહી છે.

પહેલેથી એ ખબર પડી હોત.

પહેલેથી જીવનની આવી પળોનો સારચો હિસાબ રાખી શકાયો હોત.

એ વખતે એમ લાગતું હતું કે આ પળ તો ગઈ તે ગઈ.

એ તો અનંતકાળમાં વિલીન થઈ ગઈ. એ વિષે વધુ વિચાર થાય તે પહેલાં બીજી અનેક પળો આવી પહોંચી–ને તે પણ ચાલી ગઈ.

પણ આજે ખબર પડે છે કે ગુમાવેલી એ હરેક પળમાં અદૃશ્ય રીતે ખંજરના ઘા ભર્યા છે.

રે ! વહી ગયેલી એક એક પળ–અને એવી અનંત પળો !

પણ થોડીવાર પછી વિષાદને અંતે આશાનું એક કિરણ અંતરમાં ઊગે છે.

'ખરી ગયેલા પાનનું ખાતર જેમ વૃક્ષને નવયૌવન આપવા માટે છે, તેમ વહી ગયેલી પળોની પશ્ચાત્તાપ ભરેલી સ્મૃતિ, જીવનને નવરસાયન આપવા માટે કેમ નહિ હોય ?'

'એમાંથી નવો ક્રમ રચવાનું-નવો માર્ગ શોધવાનું-નવો વિકાસ મેળવવાનું શક્ય કેમ ન હોય ?

'અને તો પછી એ વહી ગયેલી પળો પણ ખરી રીતે હજી પણ પોતાની જ છે નાં ?'

ø 'મારે એકાંત જોઈએ છીએ કે આજે જીવનમાં મળેલી નિરાશા ઉપર હું જરાક વિચાર કરી શકું !'

એક અટ્ટહાસ્ય-નિરાશાને હજારો ગાઉ દૂર ફેંકી દેનારા એક અટ્ટહાસ્ય વડે-તેણે ટકોરા જેવો જવાબ વાળ્યો: 'વિશ્વની સંકલનામાં જ્યાં ભયંકર ધરતીકંપોને - અને અમીવર્ષણ જીવનજલરાશિને સ્થાન છે, ત્યાં આવી એકાદ મામુલી નિરાશા ઉપર વિચાર સરખો પણ કરવો એ શું બુદ્ધિનો દ્રોહ નથી, કે વિચાર કરવા માટે એકાંતની જરુરિયાત જણાય છે ?'

☆ કોઈ પણ કલાની ખરી ખૂબી આ છેઃ એમાં કલા ક્યાં છે, એવો સ્પષ્ટ અંગુલિનિર્દેશ તમે ન કરી શકો. વાતાવરણુયાં ઓતપ્રોત થયેલું તમારું માનસ એમાં સઘળે કલા જુએ, અને છતાં એને, એક અમુક જ સ્થાન પર જોઈ ન શકે. આનું નામ કલાનો અપાર્થિવ વિજય.

ø દુનિયાનું સૌથી મોટામાં મોટું કરુણ આશ્ચર્ય આ છેઃ માણસ જેને માટે આમરણાંત પ્રયત્ન કર્યા જ કરે છે તે સુખ–કેવળ કાલ્પનિક દર્શન જ છે. અને એને માટે પ્રયત્ન અપ્રયત્ન કોઈ ચીજની જરુર નથી; જરુર હોય તો કેવળ એની કાલ્પનિક રેખાઓ સમજવાની.

☆ વ્યક્તિગત સુખ દુઃખ, મંથનો કે સંવેદનો મનુષ્યનેકાં પામર બનાવે અથવા પાગલ બનાવે; યાંત્રિક ક્રિયાથી જીવતાં શીખવાડે અથવા આર્ષદૃષ્ટિથી જોતાં શીખવાડે; પહેલા પ્રકારથી માનવ અ–માનવ બને; બીજાથી માનવેંદ્ર.

ઓ રે અંધારી રાત્રિના તારાઓ ! તમારી એકાદ વાત તો કરો.

મૂંગા આવો છો. મૂંગા જાઓ છો. ઊભા રહો છો પણ મૂંગા.

તમારા અંતરંગની એકાદ કથા તો કોઈક દિવસ કહો. એટલું તો કહો, કે આ સૃષ્ટિમાં કોણે કોણે તમને જોયા છે...અથવા એમ કહો કે કોને તમે જોયા છે?

ભગવાન તથાગતે કપિલવસ્તુ છોડયું ત્યારે તમારામાંનો કોણ બડભાગી એ દૃશ્ય જોવા થોભ્યો હતો? કાંઈક તો કહો.

કોઈકે જવાબ દીધોઃ 'અમારું આ હતભાગ્ય છે; અને એ નિત્યનું છે. અંધારઘેરી રાત્રિમાં અમારા સિવાય બીજા કોઈને અમે પ્રકાશ આપી શકતા નથી. નિત્ય પ્રકાશવા છતાં નિત્યના અંધારાને અજવાળવાની અમારામાં શક્તિ નથી. અમારી આ અશક્તિ જ અમને મૌન પળાવી રહી છે.'

ત્યારે તો અંધારી રાત્રિના તારાઓ! તમને પણ વિશ્વક્રમની સંકલનામાં કાંઈક કરી જવામાં જ જીવનનું સાર્થક જણાય છે કાં?'

☆ **જ્યારે** ત્રણ વસ્તુ જાય–આશા ભય અને કામના--ત્યારે મનુષ્ય જે કાંઈ કરે, તે હરેક કામ એને વધારે ને વધારે બળવાન બનાવે.

✿ **લાખો** રંગથી રંગાયેલું આકાશ ચિત્રકાર ચિતરી રહ્યો હતો. અને પેલા તોફાની નાના બાળકે એના રંગોમાં પાણી રેડી દીધું.

એના મનને એમ હતું કે આટલા બધા રંગોનું આકાશ આટલા ઓછા રંગથી શી રીતે ચિતરાશે? લાવને થોડું પાણી રેડું કે ઝટ ચિતરાઈ જાય. પછી એ મોટેથી હસી પડયો: 'હવે ચિતરાશે હવે ચિતરાશે!'

પણ રંગો આકાશમાં રહ્યા–ચિત્રકારની પીછીમાંથી માત્ર આછું પાણી જ ટપકી રહ્યું.

ચિત્રકારને જાણે રંગ લેવાની સૂચના કરતો હોય તેમ તે બાળક નિર્દોષ ભાવે, પોતાની ખુલ્લી છાતી પરનો રંગનો ડાઘ બતાવીને બોલ્યો: 'જુઓ, રંગ આ રહ્યો, તમે એમાંથી લ્યો!' અને એ પોતાનું અકારણ સ્મિત કરી રહ્યો.

પણ એ વાણી સાંભળતાં જ ચિત્રકારના હાથમાંથી પીછી નીચે જઈ પડી.

એના હાથમાં જાણે મૂકવાણી જન્મી હતીઃ 'બાળક શું કહે છે? રંગો ક્યાંથી લેવાના છે? આકાશમાંથી કે હૃદયમાંથી–?'

☆ ક્ષમા એટલે વસ્તુસ્થિતિ સંપૂર્ણ રીતે સમજવાની શક્તિ.

ø મહાન પળ વખતે પણ સરવાળા બાદબાકી કરનારાઓ જીવનનું અગાધ ઊંડાણ માપી શકે જ નહિ.

☆ જીવવું સૌને ગમે છે; જોઈને જીવવું કોઈને ગમતું નથી. કદાચ ઘણાને સાધ્ય પણ નથી.

ø હરેક પળનો હિસાબ કરનારો મનુષ્ય હરેક પાઈના હિસાબ કરનારા મનુષ્ય કરતાં ઘણો વધારે આગળ છે; બીજાની વૃત્તિમાં ગુપ્ત જંતુત્વ રહ્યું છે; પહેલાની વૃત્તિમાં છાનું નરવીરત્વ.

☆ મહાન બનવું છે?—આ રહ્યો એનો રહસ્યમંત્ર. મહાન થનારાઓને દરેક દિવસનો નહિ, દરેક પળનો હિસાબ રાખવાનો હોય છે.

✍ જેમ આંકડા વિના શૂન્યની મહત્તા નથી તેમ કોઈ ધ્યેયને ન વરેલા એવા, માત્ર નિર્લેપ રહેવા મથતા અંતઃકરણની પણ કાંઈ મહત્તા નથી.

☆ **અશક્ત દેહની જીવનદોરી લંબાવવાની** એષણા–માણુસે આખી જિંદગીમાં એક પળ પણ સાચી રીતે જીવનધર્મ જાણવા પ્રયત્ન કર્યો નથી ––એનો એ જાહેર એકરાર છે.

✍ **અનામી** કલાકારોએ કલાનું એક રહસ્ય તો પોતે અનામી રહીને બતાવી દીધું છે.

જે કલામાં કલાકાર પોતાની જાતને ભૂલી જતો નથી, તે કલા નથી. એવા અનામી બનેલાને પછી નામ ક્યાં રહ્યું ? કુદરતની જેમ એ સૌને માટે જીવે છે, નામ વિના જીવે છે, ને સદાને માટે જીવે છે.

☆ **છેવટે** એક માયાળુ શબ્દ-વિવેક માટે બોલાયલો નહિ–હરકોઈ દુઃખી અને દીનને, માનવ-માત્ર પાસેથી એટલી આશા રાખવાનો હક્ક છે.

❀ જેટલી સહેલાઈથી માણસ પોતાની ટચલી આંગળીના વેઢા પર અંગૂઠો મૂકી શકે એટલી સહેલાઈથી એ છાતી ઠોકીને કહી શકે કે મારે પૃથ્વી પરથી જવાને હજી વાર છે, ત્યારે સમજવું કે એ નરમાંથી નરોત્તમ બની ગયો છે. મૃત્યુ 'છે' એમ માનવું એ ઘણાને માટે શક્ય છે; મૃત્યુ છે એમ 'જાણવું' એ પણ કેટલાકને માટે શક્ય છે; પરંતુ મૃત્યુ છે--છતાં મારું 'મીશન' પૂરું થયું નથી માટે મારા પૂરતું મૃત્યુ નથી, એમ શ્રદ્ધાથી કહેવું, એ તો કોઈક વિરલ માણસ માટે જ શક્ય છે. એ વિરલતા જ બતાવે છે કે માનવીની વીરતા કેટલું ઉત્કૃષ્ટ સ્વરૂપ ધારણ કરી શકે.

☆ જે સંવેદનો જીવનને સૌન્દર્યદૃષ્ટિથી જોતાં શીખવાડે, એને કવિવાણીમાં 'ઊર્મિ' કહે છે. સૌન્દર્ય એટલે સત્ય નહિ એમ એ વાણીમાંથી અર્થ નીકળે તો એ ઊર્મિલતા બને. સૌન્દર્ય એ જ સત્ય અને સામર્થ્ય એમ એ વાણીમાંથી ધ્વનિ નીકળે તો એવી આર્ષવાણીને પ્રેરણા કહે; ઊર્મિ ક્ષણિક છે; પ્રેરણા ચિરસ્થાયી છે.

🙰 કોઈને અન્યાય ન આપતા--કદાચ ન્યાય આપવાની તક તમને જીવનભરમાં ફરીવાર નહિ મળે; પછી ભલે એ અન્યાય માત્ર એક કટુશબ્દનો જ હોય; પણ તમારા જીવનપૂરતો તો એ અન્યાય એ અન્યાય જ બની રહેશે; અન્યાયમાં ‘નાનો કે મોટો’ એનું કશું જ મહત્ત્વ નથી.

☆ તું ન્યાયાધીશ ન બનતો. એ કામ એક જ અતિસમર્થનું છે. ન્યાયાધીશ બનતી વખતે હૃદયના એક છાના ખૂણાને તેં તપાસ્યો છે? એ તપાસીશ તો જણાશે કે તું પણ ન્યાય નથી ઇચ્છતો--દયા--ક્ષમા ઇચ્છે છે. હરેક દોષિતનું દિલ પણ એ જ ઇચ્છી રહ્યું છે.

🙰 જેણે કેવળ બગીચા જોયા છે, તેનાથી ઠૂંઠાની મહત્તા નહિ સમજાય; એકલું સહન કરવાની અને છતાં અણનમ ને અડગ રહેવાની; અનેકોના ઉપહાસને પી જવાની; આશા ન હોય છતાં નિરાશાથી વ્યગ્ર ન બનવાની.

☆ જીવનનો અંત--એમાં મૃત્યુ નથી; પ્રયત્નનો અંત . . . એમાં મૃત્યુ છે.

Ø અદેખાઈ એ બીનઆવડતનો જ એક પ્રકાર છે.

☆ લેખકના અંતરંગમાંથી જન્મતી કાવ્યમય વાણી એને તમે ઊર્મિલતા કહો છો ?

ત્યારે તો તમારામાં પૃથ્વીની જડતા છે; અને એની સરસતા નથી.

Ø સરજનહારને કવિતા કરવાનું મન થયું, . . . અને એણે સ્ત્રીત્વ સરજ્યું.

☆ મેં માત્ર એ દૃશ્ય જોયું ન હોત.

હું સુખી હતો. સંતોષી હતો. સવારે ઊઠતો; બપોરે જમતો; સાંજે ફરતો; રાત્રે સૂઈ જતો. એમ ને એમ વર્ષો ચાલ્યાં ગયાં, થોડાં વધુ ચાલ્યાં જાત.

મેં માત્ર એ દૃશ્ય જોયું ન હોત.

નિર્મળ સાંજ હતી. આકાશ ચોખ્ખું હતું. દરિયો શાંત હતો. ભૂરા નિરભ્ર આકાશની સ્પર્દ્ધા કરતાં એનાં પાણી ધીમી લહરીના તાનમાં નાચી રહ્યાં હતાં. દૂર–દૂર ક્ષિતિજ ઉપર એક નાનુંસરખું હોડકું દેખાતું હતું.

આકાશમાં ઉગતી બીજકલા જેવું એ મનોરમ લાગતું હતું. હું એ મોહનદર્શન અનુભવી રહ્યો હતો.

હોડકું દરિયાના તરંગે ડોલી રહ્યું હતું.

પણ એમાં પેલો માછીમાર અને તેની પત્ની જીવનસંગ્રામમાંથી પાછાં ફરી રહ્યાં હતાં.

એ તો ઠીક. એ હોડકાને એનો નાનો છોકરો હલેસાં મારી રહ્યો હતો.

એ દૃશ્ય મેં ન જોયું હોત.

એ હોડકું, દરિયો, કુદરત, માછીમાર, એની સ્ત્રી અને છોકરો કોઈપણ સુંદર ચિત્રનિર્માણમાં કેવાં સાચ્ચાં સ્વરૂપે શોભી શકે તેવાં હતાં? અને જીવનની ગમે તે પળને, ગમે તે સમયમાં, કેટલું બધું કહી શકે તેમ હતાં?

અને અમે–દરિયાકાંઠાના સહેલાણીઓ?

Ø **ચારિત્ર** વિના બીજી કોઈ પણ વસ્તુ શકિતને ચિરંજીવ તત્ત્વ આપી શકે જ નહિ. ચારિત્ર વિના શકિત સંભવે નહિ; દેખાય ખરી. દેખાવ એ વસ્તુ નથી; વસ્તુનો આભાસ છે.

✿ પેલી ગરીબી–ખુલ્લે શરીરે કકડતી ઠંડીમાં પડી રહેનારી, ટુકડા વીણી જીવન નભાવનારી, એઠજૂઠપર જીવનારી–એટલી ભયંકર નથી, એટલી નુકસાનકારક પણ નથી, જેટલી વિચારની ગરીબી છે; આ બીજા પ્રકારની ગરીબી બહારનાં સાધનામાંથી જન્મનારી નહિ પણ અંદરના રાગથી જન્મનારી છે; એને તમે મોહક ગરીબી કહી શકો; પેલા પ્રકારની ગરીબીમાં ગરીબને એમાંથી છુટવાની ઈચ્છા છે; બીજા પ્રકારમાં એ ગરીબી જ એનો મોહ–છે. એમાંથી એને છૂટવાની ઈચ્છા નથી; કારણ કે એ ગરીબીનું એને ભાન પણ નથી. આ ગરીબી-વિચારની ગરીબી-ભયંકર છે; અને ઘણામાં એ હોય છે, એ વધુ ભયંકર છે.

✿ જ્યાં જ્યાં ઇતિહાસે એમ લખ્યું છે કે 'શક્તિ અદ્ભુત હતી,' ત્યાં ત્યાં આમ લખવું જોઈતું હતું કે 'ઐચ્છિક ત્યાગ પણ અદ્ભુત હતો.'

✿ સસ્તા બનેલા શબ્દો, સસ્તા બનેલા સિક્કાની પેઠે, માણસને વપરાશમાં સ્વચ્છંદી બનાવે છે; કાર્યશક્તિમાં ગરીબ.

☐ પરનિંદાની વાત ખરજવા જેવી છે. જેમ વધારે ખણો તેમ વધારે રસ આવે; અને વધારે રસ આવે તેમ વધારે વિકૃત બને.

☆ સુખ અને દુઃખ અસર ન કરે, એવી સ્થિતિ, માણુસ જડત્વને કેળવીને પણ પ્રાપ્ત કરી શકે; એટલે એ બન્ને સ્થિતિથી પર રહેવાના પ્રયત્નનું ખરું રહસ્ય આ છે કે, જે ધ્યેયને મનુષ્ય વળગ્યો છે, એમાં દુઃખ કે સુખથી એ વિચલિત ન થાય. તો એનામાં ધ્યેયપ્રાપ્તિ માટેનું નવું સામર્થ્ય આવે. કોઈપણ જાતના ધ્યેય વિના કેવળ સુખ કે દુઃખથી વિચલિત ન થવું એમાં ખાસ આંતરિક વિકાસ નથી; એ શારીરિક વ્યાયામ જરૂર હોઈ શકે. ઘણાં વૃક્ષો અને પર્વતો--ભાગ્યે જ ચલાયમાન થાય છે જડત્વની એ વધારેમાં વધારે નિશાની હોઈ શકે, કે જ્યારે સુખદુઃખ માણુસને સ્પર્શે નહિ; પણ કોઈ મહાધ્યેયને માટે જ્યારે મનુષ્ય એ અવસ્થા કેળવે–પ્રયત્નપૂર્વક કેળવે–ત્યારે જ એ અવસ્થામાં અર્થ મળે છે. અને એમાં રહેલું નવું દર્શન અને અદ્‌ભુત સામર્થ્ય પ્રગટ થાય છે.

☆ મને તો એમાં રહેલી મહાન કરુણતાએ વારંવાર સચેત કર્યો છે.

જીવનમાં કરુણતા ઘણા પ્રકારની હોય છે; અનાથના આંસુની. અજ્ઞાનીના રુદનની. જ્ઞાનના ગર્વની. નૈતિક પતનની. આદર્શમાં સગવડધર્મની. સ્વપ્નદૃષ્ટાના સ્વપ્નભંગની. અને એવી અનેક.

પણ સૌથી મહાન કરુણતા તો આ પરિસ્થિતિમાં રહી છે.

માનવદેહ હોવો, શ્રેષ્ઠ સાધનો હોવાં, અને વિચારનું દારિદ્રય હોવું.

એ અવસ્થા માનવજીવનની સૌથી વધારે ભયંકર કરુણઅવસ્થા છે.

એમાં જાગૃતિને અવકાશ નથી. મહત્ત્વાકાંક્ષાને સ્થાન નથી. પ્રયત્ન કરવાની ઇચ્છાને પણ જગ્યા નથી.

પોતાના વિચારદારિદ્રયમાં પોતે મગ્ન રહેવું. મનુષ્યત્વનું એ છેલ્લામાં છેલ્લું ને નીચેમાં નીચેનું રૂપ હોઇ શકે.

મને તો જીવનમાં એના કરતાં વધારે કરુણ બીજું કાંઈ જ લાગ્યું નથી. સાધન હોય પણ સિદ્ધાંત ન હોય; વૈભવ હોય પણ વિચાર ન હોય; સમૃદ્ધિ હોય પણ કલ્પના ન હોય; એ અવસ્થાથી વધારે કરુણ અવસ્થા કોઈ નથી.

શ્રેયસ્ ને પ્રેયસ્‌નો મહાપ્રશ્ન એ પણ એક રીતે આ જ પ્રશ્ન નથી ?

સિદ્ધાંત ન હોય, કલ્પના ન હોય, દૃષ્ટિ ન હોય ત્યારે સમૃદ્ધિ જ મનુષ્યને કેવો નિર્માલ્ય કરી મૂકે છે ! એ નિર્માલ્યતાની કરુણાજનક દશાને મુકાબલે બીજી કરુણ દશાઓ તો આનંદરૂપ કહી શકાય.

☆ **સદ્‌ગુણનું** સ્વરૂપ સમજવાની જેટલી જરૂર છે, એના કરતાં પણ વધારે જરૂર દુર્ગુણના અભ્યાસની છે: ઘણી વખત માણસને પોતાનામાં કોઈ દુર્ગુણના અસ્તિત્વનો ખ્યાલ પણ હોતો નથી. અને છતાં એના એ દુર્ગુણને લીધે જ એનું સંસાર-ચક્ર વિષમ રીતે ચાલતું હોય છે.

ø જીવનના હરકોઈ પ્રશ્નને માટે–હરકોઈ પ્રશ્નના સાચા ઉકેલને માટે–જાત ગાળી નાખવાની માણસની તૈયારી ન હોય તો બહેતર છે કે એ કોઈ પ્રશ્નને છેડે જ નહિ; પ્રશ્નને ન છેડવામાં કોઈ જાતની નામોશી નથી; પણ છેડયા પછી એ પ્રશ્નનો ઉકેલ ન લાવવામાં મનુષ્યત્વની સ્પષ્ટ હાર રહી છે. અને એ હારનું નામ મૃત્યુ. સોક્રટીસે કે ગેલીલીઓએ–પ્રશ્ન ન છેડયો હોત તો કાંઈ વાંધો ન હતો. પણ આવો વિશ્વરહસ્યનો મહાન પ્રશ્ન ઉપાડયો, પછી તો એની કિમ્મત ચૂકવ્યે જ છૂટકો. અને જીવનના મહાપ્રશ્નોની કિમ્મત ઘણી વખત મૃત્યુથી લેશ પણ ઓછી અંકાતી નથી.

ø ત્યારે જ મને લાગ્યું હતું કે અરેરે! એ પુરુષને બિચારાને પોતાનું જીવન જ નથી રહ્યું.

એ ઊઠે ત્યારે ખિજમતદારો હાજર હોય; ઊભો થાય ત્યાં હજુરી હાજર હોય; બેસે ત્યાં સેક્રેટરી ઊભો હોય; એ હાલે ત્યાં હથિયારબંધ સિપાઈ હોય; એ બોલે ત્યાં બહુરૂપી ખડા હોય.

એ કોઈ દિવસ એકલો નહિ. એને દિવસ ઊગવાની ખબર નહિ. દિવસ આથમવાનું એને ભાન નહિ.

એને છેલ્લી ઘડી આવે ત્યારે જ ખબર પડે કે આ દુનિયા પણ છોડવી તો પડે જ.

એને કોઈ વાત કરે નહિ કે મૃત્યુ જેવું કાંઈ છે; એને કોઈ વાત કરે નહિ કે જીવન જીવવા માટે છે; એને કોઈ સુઝાડે નહિ કે સાધનોનો ઉપયોગ હોઈ શકે.

જીવનની આવી અનાથ કરુણતામાં રસળતા આદમીઓને લોકો સમૃદ્ધિવાન કહીને શા માટે એમની મશ્કરી કરતા હશે?

☆ ન્યાય?—હા હા, જે માત્ર બે જણા પાસે જ છે. એક સંન્યાસી—સાધુ પાસે; એણે વિશ્વમાં જીવનક્રમ જાણ્યો છે માટે. બીજા પાગલ—પ્રેમી પાસે; એણે વિશ્વપ્રેમ અનુભવ્યો છે માટે.

✿ જે કોઈક ઘડીએ પણ જૂનું લાગે તે સત્ય નહિ; સત્યનો આભાસ હોઈ શકે. સત્યમાંથી સૌન્દર્યની માફક નિત્ય નિત્ય નવીન અર્થ નીકળે; ગમે તેવા જમાનાને ઘડવાનું અને દોરવાનું એનામાં બળ હોય.

☆ પરમ સત્યના ઉપાસકો! નામોનિશાનથી ટળી જવાની તમારી તમન્ના જ તમને દોરશે; બીજા કોઈની આશા રાખતા નહિ; તમારા માર્ગની શંકા કરતા નહિ; એમાં વિજય નહિ મળે એવી અશ્રદ્ધા સેવતા નહિ.

✿ ગમે તેવો નાનામાં નાનો પણ સુંદર વિચાર જેવો જીવનમાં ઊતરે કે તરત જ જીવનનું રહસ્ય બતાવવાનું સામર્થ્ય એનામાં આવે છે; ભક્તજનો એને ઈશ્વરી કૃપા કહે; કવિઓ ક્રાન્તદર્શન ગણે; જ્ઞાનીઓ તિમિરછેદન માને; આગળ વધવાની લેશ પણ ઇચ્છા કરનારને, સાહાય્યરૂપ થવાનું, સ્વયંનિર્મિત અદૃશ્ય પણ અદ્ભુત સત્ય, વિશ્વક્રમમાં નિત્ય હાજર હોય છે. એ જ વેદનું ઋત છે. એ પુરાણનું અવતરણ છે. એ ઇતિહાસનું તત્ત્વજ્ઞાન છે. એને જ જીવનમાં સ્ફુરણા કહે છે.

☆ ડહાપણ? – એ એક એવું ખંજર છે કે જે યૌવનને હણે છે. અને અસામાન્યને સામાન્ય બનાવે છે. એ જાતે મેળવાય તો જાતને તારે; પણ બીજા આપે તો લેનાર – દેનાર બન્નેને ડુબાડે.

☙ જે ક્રિયા – કામને અંતે માનવને થાક ચડે – એ કામ અને એવી રીતે કામ કરાવવાની રીત – એ બન્ને જ્યાં સુધી નાશ ન પામે ત્યાં સુધી માનવ છે એના કરતાં વધારે ને વધારે નિર્માલ્ય થતો જશે; એટલે ક્રિયાશક્તિમાં ભાવના ન સંભવે એમ માનનારો; અને ભાવના તથા ક્રિયાને હજારો માઇલનું અંતર છે એમ સમજનારો.

☆ કેટલાંક મનુષ્યો એટલાં બધાં અશક્ત હોય છે કે સાદામાં સાદી વાતમાં પણ ક્ષમા આપવાનું એમની શક્તિ બહાર હોય છે.

☙ સંધ્યા નિહાળીને મને જીવનનો અંત ભાગ નજરે ચડે છે; શું એ પણ આવો ઉદાસી અર્ધઅંધારઘેરો, એકાકી, ઝડપથી વહી જનારો હશે ?--સાંધ્યરંગોમાં છૂપાયલું પેલું ચિત્રદર્શન, એની જીવનની પળો ગણતાં, કેટલું હૃદયવિદારક લાગે છે ! શું વસ્તુ સુંદર હોય–અને જેટલી વધારે સુંદર હોય એટલી વધારે કરુણ બનવા માટે જ એમ ?

☆ જલધોધ જોયા પછી મને માનવ-જીવનની શક્યતાઓ વિષે શંકા નથી; એની અનંતતા વિષે અશ્રદ્ધા નથી.

⌀ તીર બંદૂક તોપથી સામ્રાજ્યો એટલું કરતાં નથી, જેટલું વિચાર કરીને વિચારને વરેલા નવજુવાનોથી ડરે છે. સમર્પણધર્મ સમજનાર એકાદ રખડુ નવજુવાનનું ભટકતું હાડકું–હજારો તોપ ગોળા કરતાં એમાં વધારે અગ્નિ ભર્યો છે.

☆ ટીકાઓ ? એમના કરતાં વધુ સસ્તું દુનિયામાં શું છે ? અને એમના કરતાં વધુ તીક્ષ્ણ પણ શું છે ?–અને છતાં ઓછામાં ઓછી અસર કરનારું પણ એમના જેવું બીજું ક્ષણિક શું છે ?

⌀ વર્તમાનપત્રોને–તમે વ્યસન તરીકે સ્વીકારો છો કે વિચારપ્રેરક બળ તરીકે, એ ઉપરથી એમનો અને તમારા જીવનનો સંબંધ નક્કી થશે. વ્યસન તરીકે સ્વીકારેલી કોઈ પણ વસ્તુ કાંઈ જ આપી શકે નહિ; એ ક્રિયાબળ ખેંચી લે, વિચારબળ અટકાવે; અને જ્ઞાનબળ રૂંધે.

☆ આપણી ખરી ગરીબી આ છે: બીજાને સુધારવા માટે આપણે ઘણામાં ઘણો પ્રયત્ન કરીએ છીએ; જાતને સુધારવા માટે થોડામાં થોડો.

✿ નીતિ–સત્ય–સૌન્દર્ય–ધર્મ એ સઘળા શબ્દોમાં એક કાલાતીત અર્થ વસી રહ્યો છે; કાલ મર્યાદાથી એનાં અનેક સ્વરૂપો દેખાય, છતાં એ કાલાતીત અર્થને શોધી કાઢવો, એમાં જીવનની કલા રહી છે.

☆ વિચાર–ભાવના એ ક્રિયાશક્તિનું બીજ છે એમ માનવાને બદલે ભાવના અને ક્રિયાશક્તિ બન્ને જુદાં જુદાં બળ છે એમ માનવાથી માણસ બન્નેમાંથી એકેને સાચી રીતે સમજી શકતો નથી. ભાવનાનું સંપૂર્ણ સ્વરૂપ સમજવાને ક્રિયા અનિવાર્ય છે. ક્રિયાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાને ભાવના અનિવાર્ય છે.

✿ ટીકાઓ – ઘણી વખત તો વસ્તુસ્થિતિ પ્રગટ કરવાને બદલે–ટીકાકારની પોતાની મર્યાદા પ્રગટ કરે છે.

☆ સમાજની અપૂર્ણતા વિષે નહિ, પોતાની અપૂર્ણતા વિષે વિચાર કરનારો માણસ, કોઈક દિવસ સમાજની અપૂર્ણતા દૂર કરવાનું સામર્થ્ય મેળવી શકે ખરો.

❦ માત્ર આકૃતિ એ પુરુષત્વ કે સ્ત્રીત્વ બન્નેમાંથી એકેની સૂચક નથી: અંદર રહેલું સત્ત્વ એ આકારને અર્થ આપે છે; અર્થ વિનાનો કેવળ આકાર એ તો દેહી વિનાના દેહ જેવો ગણાવો જોઈએ.

☆ જીવન કરતાં પણ વધારે સુંદર લાગે એવું અસમાન્ય મૃત્યુ મેળવવા માટે–માણસે કેટલાં બધાં મૃત્યુની સાચી પિછાન કરી લેવાની હોય છે?

❦ માણસ વિષે બે પ્રશ્નો સૌથી વધારે અગત્યના લેખાવા જોઈએ: શું કરવાનું એને માટે શક્ય છે–અને એ શું કરે છે? શક્યતા અને સિદ્ધિ એ બે શબ્દોની વચ્ચે લાખો માણસોનાં છિન્નભિન્ન થયેલાં જીવન પડયાં છે. શક્યતાને વરેલા અસંખ્યો–અને સિદ્ધિ પામેલા બહુ જ અલ્પ સંખ્યો – સંસારનું સૌન્દર્ય અને કરુણા બન્ને એમાં રહેલાં છે.

☆ વિજ્ઞાનની ઝીણામાં ઝીણી તપાસને સો ટચના સોનાં જેવો ટકોરાબંધ જવાબ વાળી શકે એ માણસ પોતાને તત્ત્વજ્ઞાની, ફિલસૂફ કે ધર્મવાન ગણે એમાં બન્નેની સાચી મહત્તા છે, વિજ્ઞાનની અને તત્ત્વજ્ઞાનની.

✿ આ એક કૂટ પ્રશ્ન છે: ત્યાગ વડે શક્તિ આવે છે કે શક્તિ હોય ત્યારે જ ત્યાગ થાય છે?

☆ ભગવાન તથાગતે સામાન્ય મનુષ્યમાં રહેલી મહત્તાને ઓળખવાનો સંદેશો આપ્યો. પણ અસામાન્ય તથાગતમાં રહેલી મહત્તાને પૂજનારા સામાન્ય મનુષ્યને ભૂલી ગયા. હરકોઈ ધર્મમાં સંદેશો ભૂલાય છે ને વ્યક્તિ પૂજાય છે, ત્યારે એમાંથી પ્રાણ પરવારી જાય છે.

✿ પ્રેમ—એની આકરામાં આકરી કસોટી આ છે. ગમે તેવા ઝંઝાવાતમાં એની આસ્થા ડગે નહિ: વિકૃતિ પામે નહિ: એમાંથી પણ પસાર થઈ જવાની આશા મરણ પામે નહિ.

☆ અસંતુષ્ટ દંપતી—માનવજાતનો મોટામાં મોટો દ્રોહ આ પરિસ્થિતિમાં ગણવાને બદલે—ઘણા લૂંટ—ખૂન—ચોરી એમાં એ દ્રોહ જૂએ છે. જેમ લાંબા અને મોંઘા બનતા ન્યાયનું બાળક લાંચ છે—તેમ અસંતુષ્ટ અને અજ્ઞાન લગ્નનાં આ સઘળાં બાળકો છે. પણ માણસને ફળ જોવાની અને બીજને ઉપેક્ષવાની ટેવ છે.

ø વાસ્તવિક અને કાલ્પનિક--કલાને નામે પ્રગટ કરેલા એ બન્ને ભેદ—જે એક અભેદ રેખા પર મળે છે ત્યાં કલા છે. કેવળ વાસ્તવિક એવું દુનિયામાં કાંઈ નથી. કેવળ કાલ્પનિક એવું પણ દુનિયામાં કાંઈ નથી. વાસ્તવિક દર્શનનું અંતર જોવા માટે કલ્પનાનો ઉપયોગ છે. કાલ્પનિક દર્શનને પૃથ્વી ઉપર ઉતારવા માટે વાસ્તવિક પરિસ્થિતિ અનિવાર્ય છે. કેવળ લઘુકલાના—લઘુ આદમીઓની વણાટમાં બેમાંથી એકનું જ મહત્ત્વ સ્વીકારેલું જણાય છે. એવી લઘુકલા--કાં તો પોતાના જમાનાનું આબેહૂબ ચિત્ર રજુ કરી પોતાના જમાનામાં જ મરણ પામે છે. અથવા બીજા જમાનામાં જીવે છે તો સન્માન મેળવી શકતી નથી.

☆ રે! પાનખર ઋતુ આવી પહોંચી અને નીલાંછમ વૃક્ષો ઠુંઠાં જેવાં બનીને ઊભાં રહ્યાં.

પાનને ખરતાં જોઈને જીવન ક્ષણિક છે એ વિચારે મન વ્યગ્ર નથી બન્યું; પણ પાનનો ઉપયોગ માટે અંત છે એવો આ જીવનનો પણ કોઇ હેતુ માટે અંત હોય!

✐ એક વખત તમારી મહત્ત્વાકાંક્ષા જગાડો—પછી તમારે ઊંચામાં ઊંચા સ્થળની એકલતા માટે—અથવા તો નીચામાં નીચા પતન માટે તૈયાર રહેવું.

☆ કેટલાક ચહેરા એવા સુંદર હોય છે કે એ જોવા કરતાં ન જોવામાં વધારે અસંસ્કારિતા રહી હોય એમ લાગે છે; જોવા કરતાં ન જોવામાં વધારે જડતા દેખાય છે; વધારે નૈતિક પતન પણ.

✐ અરે! બાળપણ ગુમાવ્યા પછી, અસંખ્ય મનુષ્યો, એક સાચા આંસુ માટે—એક સાચા વિચાર માટે—એક જ સાચી કલ્પના માટે—કેટલું ઝુરે છેઃ અને કેટલું મથે છે.

☆ લાગણીથી રંગાયેલી નહિ, બુદ્ધિવાદથી કુંઠિત નહિ, સ્વાર્થથી પ્રેરાયેલી નહિ, આવેગથી આવેલી નહિ—એવી સુંદરવાણી જીવન વિષે ઘણામાં ઘણું ચિંતન કર્યું હોય એવા પુરુષ પાસેથી જ મળે છેઃ એ વાણી એટલી સૂત્રાત્મક હોય છે કે એને લગભગ મૌન વાણી કહી શકાય; અને છતાં એમાં સમજનાર માટે કહેવાનું કાંઈ પણ રહી જતું નથી.

✿ ફૂલને ભૂલી જનારી પ્રજા કવિતાને તજી દેનારી પ્રજાની પેઠે બહુ થોડા વખતમાં જંગલી બની જાય છેઃ સામર્થ્ય કે શક્તિની દૃષ્ટિએ નહિ; એના માનસના ઘડતરની દૃષ્ટિએ. એવી પ્રજા તો વખતે, માતાએ બાળપણમાં લીધેલ સંભાળને પણ, રૂપિયા આના પાઈના માપથી માપવા બેસે તો નવાઈ નહિ.

☆ ગુમાવેલી પળો અને ક્રિયામાં મૂકવા પ્રયત્ન ન કરેલા શુદ્ધ વિચારો—એ બન્ને મળીને, ન સમજાય તેવી રીતે જીવનને નીચે ને નીચે દોરી જાય છે.

❀ જે પહેરેલાં જ વસ્ત્રે, સાદ પડતાં યુદ્ધ-ભૂમિ તરફ ચાલી નીકળ્યા—અને જે પહેરેલાં જ વસ્ત્રે સાદ સંભળાતાં ત્યાગભૂમિ પ્રતિ પ્રયાણ કરી ગયા—એ યોદ્ધાઓ અને યોગીઓ—સૈનિકો અને સંન્યાસીઓ—ક્રિયા શક્તિની આટલી બધી જુદાઈ દેખાતા છતાં—એક જ માનસની સુંદર પ્રતિચ્છાયાઓ છે! વિશ્વ રળિયામણું છે—એના ઘણા કારણોમાં એક આ પણ છે કે, એના અંતર વ્યવહારમાંનો હરકોઈ માર્ગ—જો સાચો હોય તો—એક જ ધ્યેય પ્રતિ દોરી જાય છે.

☆ બીજા શું કરે છે એ દલીલ જ્યારે નાશ પામે ત્યારે પોતે શું કરવું જોઈએ એ જ્ઞાન—ઉદય પામે.

❀ કાલની જરુરિયાતની ચિંતા ન રહે એવો આળસુ વૈભવ મને મળે—મેં કોઈ દિવસ એમ ઈચ્છયું નથી;

મેં એવી હાડથીજતી ગરીબી પણ ઈચ્છી નથી કે, જે ગરીબી દરરોજની જરુરીયાતોની ચિંતામાં ચિંતન અને આરામની એક પળ પણ રહેવા ન દે.

મેં તો આટલું જ ઇચ્છયું છે કે અનેક મુશ્કેલીઓ ભરેલા જીવનમાં પણ ફૂલની સુંદરતા જોઈ શકવાની મારી શક્તિ કાયમ રહે; કોઈ વૃક્ષની શીતળ છાયા નીચે એકાદ કાવ્ય વાંચવાની રસ-વૃત્તિ રહ્યા કરે; કોઈ ચાંદનીરાતે જલતરંગો જોવાની આંતરવૃત્તિ નાશ ન પામે.

—અને એક ભયંકર ક્રૂર મશ્કરી ભરેલા મોટા હાસ્યથી એનો જવાબ મળે છે.

જે જીવનસંગ્રામ તું જૂએ છે તે, અને જે ચાંદની કમલ અને રજની તું જૂએ છે તે, એ બન્ને વચ્ચેનો સર્વ સામાન્ય સંસ્કૃતિસંબંધ તું શોધી શકે નહિ, ત્યાં સુધી આવો આરામ સાચી રીતે તને ન મળે; જે આળસુ વૈભવ--અને જે હાડ-થીજતી ગરીબી તું ઇચ્છતો નથી, એ બન્નેની વચ્ચેની અવસ્થા, એ જ્યાં સુધી સૌની અવસ્થા ન બની રહે ત્યાં સુધી તને કે કોઈને સાચો આનંદ, દર્શન પણ ન આપે. વસ્તુસ્થિતિની ઉપેક્ષાથી કોઇને કોઈ દિવસ ખરી શાંતિ મળી નથી. અને મળી શકે નહિ. ઉપેક્ષા વિના રસ્તો શોધવો રહ્યો. આવેગ વિના માર્ગ મેળવવો રહ્યો. એ વિના તું જે કાંઈ આરામ

મેળવશે એમાં એક મૂંગી આર્ત્તવેદના હમેશાં હાજર રહેશેઃ 'આ તમે ભોગવો છો પણ–અમે–અમે–અમારું શું ?'

☆ કેટલાક માણસો વૈભવથી ભડકે છેઃ જાણે કે એમાં સઘળાં પાપ હોય. વધારેમાં વધારે કરકસરથી ઉપયોગ કરવા માટે જે માણસ વૈભવશાળી બને છે તે સામાજિક શક્તિ રૂપે ગણાવો જોઈએ. બીજાએ જે વિલાસમાં વેડફી નાખ્યું હોત–તે એણે કુનેહથી પોતાને ત્યાં લાવી, એનો સારામાં સારો ઉપયોગ કર્યો. એટલે જ ભગવાન તથાગતે કહ્યું છેઃ કાંઈ પાસે ન રાખનારો ભિખ્ખુ પણ હજારો અનુપયોગી ચીજોનો ભાર વહેતો હોય અને સંભવિત છે કે હજારો ચીજો સંઘરનારો ગૃહસ્થ, પાસે કાંઈ પણ રાખતો ન હોય. ભિખ્ખુ કરતાં આ ગૃહસ્થનો ત્યાગ શ્રેષ્ઠ ગણાવો જોઈએ.

✿ મધ્યયુગના મરણીઆઓ ! તમારા ગાંડા શૂરાતન ઉપર ટીકા કરવાનો અમને હક્ક છેઃ અમને–કારણ કે અમારામાં શૂરાતન–ગાંડું કે ડાહ્યું–કોઈ પ્રકારનું રહ્યું નથી માટે.

☆ અનેક વેદનાઓ–અનેક વ્યાધિઓ–અનેક ચિંતાઓ–અનેક મુશ્કેલીઓ કેવળ વ્યર્થ હતાં, માત્ર માનસિક હતાં–એવું પાછળથી વિચાર કરતાં કોઇક પણ દિવસ તમને લાગ્યું હોય–તો વર્ત્તમાન પરિસ્થિતિ પણ એવું સ્વપ્ન જ છે એમ ધારીને આગળ વધો.

∅ મધુરમાં મધુર સ્વર સારંગીમાંથી નીકળતો હોય ત્યારે એ સ્વરમાં મુગ્ધ બનીને હે સંગીતકાર! તું તારની ઉપેક્ષા ન કરતો. જે વખતે શરીર વધારેમાં વધારે સુંદર કામ આપતું હોય તે વખતે જ એના અંતિમ બિંદુ ઉપર લક્ષ આપવું ઘટે. આવી રીતે ઘડાયલા શરીરને વધારેમાં વધારે જાળવીને એની પાસેથી વધારેમાં વધારે શુદ્ધ કાર્ય લેવાનું શક્ય બનાવવું–એમાં જે ઉંચા પ્રકારનું મનુષ્યત્વ રહ્યું છે–એ મનુષ્યત્વ પાસે વાસનાથી વિમુક્ત એવા નિર્મળ પુરુષો પણ નતમસ્તકે ઊભા રહે છે.

☆ મૃત્યુ વિષેની બેપરવાઈ–એમાં ન સમજી શકાય તેવું સામર્થ્ય રહ્યું છે. એવી બેપરવાઈથી મૃત્યુને થંભાવનારાની નામાવલિ પ્રગટ થાય–તો એમાંથી એક રહસ્ય મળી આવે. કદાચ જૂનામાં જૂનું છતાં ગુપ્તમાં ગુપ્ત; અને તેથી નવામાં નવું. 'મરવા ન ઈચ્છનારા ઘણી વખત નથી મરતા.'

✿ પ્રેમ અને જ્ઞાન બન્ને એક છે. એકના વિના બીજું સંભવે નહિ; એકમાં જેટલી શુદ્ધિ એટલી જ બીજામાં શક્તિ.

☆ દુનિયાના સાચા અને ખોટા ઘા ભૂલવા માટે–હું જેમના તરફ વળું છું–તે માતાનો ખોળો હોય છે; નાનપણનું ઘર હોય છે; અથવા સુંદર કવિતા હોય છે.

ઘણા ડાહ્યાઓ કહે છે કે એ તમારું વ્યસન છે. એ તો તમારો દારૂ છે. એ તો તમારી કાયરતા છે. એ તો ભાગેડુ વૃત્તિ છે. એ તમારી બુદ્ધિની નિર્બળતા છે. ભાવનાનો ઉન્માદ છે. ઘેલી ઊર્મિલતા છે.

આનો જવાબ ભાષાથી નથી અપાતો ત્યારે હું મૌનથી આપું છું.

એ મૌન પણ બૌદ્ધિક નિર્બળતાનો પૂરાવો છે એમ ધારીને ડાહ્યા માણસો હસે છે!

પણ કેટલાક પ્રશ્નો વ્યક્તિના અંતરંગ જીવન સાથે સંબંધ ધરાવતા હોઈ, કોઈ પણ કસોટીથી પર છે, એટલું સાદું સત્ય આપણે ક્યારે સમજીશું?

✪ આપણને નર્યા સત્ય પ્રત્યે એટલો આદર નથી, જેટલો એના દેખાવ પ્રત્યે છે. નર્યું સત્ય એટલું પ્રિય પણ નથી, જેટલું હોંશિયાર જૂઠાણું.

☆ જ્યારે કોઈ એકાદ રડયો ખડયો માણસ પણ દૂર દૂરના કોઇ પણ ખૂણામાંથી વિચારની સમૃદ્ધિ બતાવે છે ત્યારે અત્યંત આનંદ થાય છે કે ના, હજી દીપ જળે છે ખરો!

✪ સંસાર ન હોય તો માણસ સંયમધર્મની તાલીમ લેવા કઇ વિદ્યાપીઠની શોધ કરત?—અને સંયમ ધર્મની તાલીમ આપનારી આ વિદ્યાપીઠ તજી સંયમ શીખવા જતાં અસંયમ મેળવીને ઘણાખરા નિત્યની અતૃપ્તિથી દગ્ધ નથી બન્યા?

☆ શબ્દ વિચાર જેટલો જ અમર છે એમ જાણ્યા પછી માણસને પોતાને મળેલી વાણીની બક્ષિસ આશીર્વાદને બદલે શાપરૂપ લાગતી હશે.

કારણ કે એણે શબ્દનો ઉપયોગ, જેટલો વિચાર છૂપાવવા માટે કર્યો છે તેટલો વિચાર પ્રગટ કરવા માટે ભાગ્યે જ કર્યો છે. કેવળ શારીરિક જરૂરીયાત પૂરતા શબ્દો હોવા—એ પાશવી સ્થિતિથી મનુષ્ય પોતાને મુક્ત માને છે ખરો, પણ એણે શબ્દ શુદ્ધિને બદલે શબ્દસંખ્યાને મહત્ત્વ આપ્યું છે તેથી એમ બન્યું છે. શબ્દશુદ્ધિની દૃષ્ટિએ મનુષ્ય હજારો વર્ષ પહેલાં હતો એના કરતાં ભાગ્યે જ આગળ વધ્યો હશે. શબ્દશુદ્ધિ એટલે શબ્દને ઈશ્વરના જેવું અમૂર્ત છતાં પવિત્ર સ્વરૂપ આપવું તે.

✿ ઘણી વખત આત્મશ્રદ્ધા—અને અભિમાન વચ્ચે માણસ ધક્કા ખાતો હોય છે. એને જે આત્મ શ્રદ્ધા લાગે છે તે બીજાને અભિમાન લાગે છે. એવે વખતે પોતાની જાતને કસોટીમાં મૂકીને જ માણસ ખરો ખ્યાલ મેળવી શકે.

☆ શબ્દમાં શી રીતે શક્તિ આવે છે–મનુષ્યની આંતરશુદ્ધિના પ્રતિધ્વનિ રૂપે જ–એ ખ્યાલ ન હોવાથી માણસ એક શબ્દ વાપરવો જોઈએ ત્યાં એક હજાર શબ્દો વાપરવા લલચાય છે.

🍃 વિશ્વનાં રહસ્યોની વિદ્યા સૂત્રરૂપે–અને ગુરુગમ્ય છે. સાધનો ફરવાથી વિદ્યાનું બહારનું સ્વરૂપ ફરે, પણ એનું અંતર ચિરસ્થાયી છે. પતંજલિ અને પાણિનીની, આઈન્સ્ટાઇન કે એડિસનની સૂત્રાત્મક અને ગુરુગમ્ય ભાષા ચિરસ્થાયી છે.

☆ કેળવણીકારો એક જબરજસ્ત ગોથું ખાઈ રહ્યા છે. આજ્ઞાંકિત એટલે સંયમી એમ એ સમજી રહ્યા છે. ખરી રીતે અજ્ઞાંકિત એટલે આજ્ઞા ઉઠાવનારો. સંયમી એટલે તો સમજણ પૂર્વક શરીરને આજ્ઞા આપનારો.

🍃 બગીચામાં નહિ, જંગલમાં ખીલતાં નાનાં ફૂલ જેવાં બાળકો રહેવાં જાઈએ; સ્વતંત્રઃ મુક્તઃ સમર્થ અને સુગંધમય.

☆ માણુસના આંતરરસને અવગણુનારી કેવળ 'વાસ્તવિકતા' એનું આયુષ્ય એક 'ફેશન' જેટલું ગણી શકાય. ફેશનના નાશ સાથે એનો નાશ અનિવાર્ય છે. કારણ કે એણે કપડાં જ આપ્યાં હતાં અને માણુસ તો રહી ગયો હતો.

ø કોઈપણ પરિસ્થિતિ વિષે વિચાર કરવો એનો અર્થ એ કે એનું કારણ શોધવું. એ કારણ શોધવામાં પોતાના આવેગ કે પૂર્વગ્રહથી લેશ પણ દોરાવું નહિ એને શુદ્ધિબુદ્ધિ કહી શકાય.

☆ વિચાર શુદ્ધિનું ઉંચામાં ઉંચું સ્વરૂપ, વિચારને કોઇપણ પળે આચારમાં મૂકવાની તૈયારીમાં રહ્યું છે. એ રીતે વિચારક કે ચિંતક–એ પણ સૈનિક છે. જે વિચાર ઘડયો છે. જે વિચાર સાચો લાગ્યો છે, તે વિચારને આચારમાં મૂકવાને એ તૈયાર જ છે. અલેકઝાંડરને જવાબ આપનાર મહાન ચિંતનશાળી પુરુષના શબ્દો યાદ રાખવા જેવા છે 'અમારી પાસેથી જ્ઞાન લેવું હોય તો અમારા જેવું થવું જોઈએ.'

ø જુવાનીને મોટામાં મોટો ભય આ છે. ઘણી વખત જેને એ પરાક્રમ માનતો હોય છે તે હોય છે સાહસ. પણ હરકોઈ સાહસને પરાક્રમમાં ફેરવી નાખનારું મુખ્ય બળ ઉત્સાહ એ પણ જુવાનીનું મુખ્ય અંગ છે. એટલે ઊત્સાહ અને આવેગની રેખાઓનો બરાબર તફાવત સમજી લેનારો તરુણ પોતાના સાહસને પરાક્રમની કલગી પહેરાવવાનો અધિકારી થઈ શકે ખરો. ઉત્સાહ અને આવેગને બરાબર જૂદાં પાડીને જે સમજી શકશે તે પરાક્રમ કરશે : જુવાન રહેશે–કામ શરુ કરતી વખતે; વૃદ્ધ બનશે–કામ શરુ થયા પછી.

☆ શૈલી–એ શબ્દ ઘણું ખરું લખાણની શૈલી માટે વપરાય છે. ખરી રીતે શૈલી એટલે મનુષ્યને પોતાને લગતું એવું દરેક પ્રકારનું વર્તન. એક વખત પૂનમની ચાંદનીમાં સુમધુર સ્વરથી ગવાતા રાસમાં નારીવૃંદમાં એક બાઈ પગની ઠેશ જોઇએ તેવી લેતાં ન હતાં એ જોઈને પાસે ફરનારીએ પૂછ્યું: 'પગની ઠેશ કેમ લેતાં નથી?' જવાબ મળ્યો: 'તો કીડીઓ મરી જાય.' આ અર્થહીન

અહિંસક જવાબમાં શૈલી રહી છે; જીવનની. જીવનના સઘળા અર્થોનો સમન્વય કર્યાં વિના એક જ વસ્તુ પર ભાર મુકવામાં આવે છે ત્યારે કેવી અર્થહીન પરંપરા ઉત્પન્ન થાય છે એનું આ ઉદાહરણ છે.

મનુષ્યના એક જ જવાબમાં ઘણીવખત એના જીવનની સમગ્ર શૈલી–વૃત્તિનો પાર રહેલો હોય છે. ભગવાન તથાગતને અંગુલિમાલ લૂટારાએ કહ્યું કે 'ઊભો રહે' ને પોતે ચાલતા હતા છતાં જવાબ વાળ્યો કે 'હું ઊભો છું ને તું ઊભો નથી.' એટલા નાના જવાબમાં એવી સુંદર શૈલી હતી કે લૂટારાએ આશ્ચર્યથી અર્થ જાણવાની પૃચ્છા કરી. અને એમાંથી એના સ્વભાવમાં પરિવર્તન થયું. એટલે શૈલી એ જીવનના સમગ્ર દર્શનનું મુખ્ય દ્વાર છે. એ દ્વારમાંથી અંદર રહેલું મનુષ્ય ક્યાં ઊભું છે અથવા શું કરે છે તે જાણી શકાય.

✿ જીવનનો મોટામાં મોટો અને કદાચ સાચામાં સાચો આનંદ મનુષ્ય જે વસ્તુઓને પોતાની માલિકી તરીકેની ગણાવે છે, એના કરતાં જુદી જ વસ્તુઓમાં રહેલો હોય છે.

અને આ પણ સાચું છે. જે વસ્તુને માલિકીની દૃષ્ટિએ નહિ, પણ થોડા વખત માટે મળેલ આતિથ્ય ધર્મની દૃષ્ટિએ જોવામાં આવે છે, તે સાચો આનંદ આપે છે.

☆ તમને આ ખબર છે? તમારે મહાન બનવા માટે એક જ પગલું લેવાનું હોય છે. ઘણાને આ ખબર હોતી નથી. ઘણાને કયું પગલું તે ખબર નથી. બીજાને ક્યારે એ માલુમ નથી. કેટલાકને માલુમ છે તે લઈ શકતા નથી. એ જાણવાને સાચી મહત્તા પ્રાપ્ત કરેલ કોઈને શોધીને એક પગલાની સમજ મેળવવી જોઈએ.

❦ મને આ લાગ્યું છે કે ક્ષણ સિવાય દુનિયામાં ક્ષણિક કાંઈ નથી. સઘળું સ્થાયી છે. સઘળું ચિરંજીવ છે. પછી આ રૂપે કે તે રૂપે.

☆ ઉલ્લાસનું ખરું સ્વરૂપ આવું છે.

દુનિયામાં એવું કાંઈ નથી જેનો ઉપયોગ ન હોય. મુશ્કેલી દુઃખ અને વિપત્તિનો પણ, માણસનું મન, ભારે રાસાયનિક ઉપયોગ કરી શકે છે. એવો ઉપયોગ કરી જાણનાર ઉલ્લાસનું સ્વરૂપ સમજી

શકયો કહેવાય. સાધારણ સમજ પ્રમાણે તો ઉલ્લાસ એટલે સુખમય જણાતા પ્રસંગોમાં–નાચમાં, પાર્ટીમાં ફીસ્ટમાં, વિવાહમાં–આનંદવિનોદ. એમાં એ રહેલ છે, જો બીજે બધે રહેલ હોય તો. એટલે ઉલ્લાસ એ પ્રસંગમાં નથી, વ્યક્તિમાં છે. પ્રસંગનો ઉલ્લાસ એ તો માણસોને ઘડવા માટે હોય છે. ઉલ્લાસનું સ્વરૂપ જેટલું કૃત્રિમ અને ઉપરછલ્લું તેટલી જ માનવજાત પણ ઉપરછલ્લી ને કૃત્રિમ. Power through joy–આનંદ, ઉલ્લાસ, ઉત્સાહ, કારણ કે આંહીં કોઇ વિપત્તિ નથી. કોઈ સ્થિતિમાં વિપત્તિ નથી. વિપત્તિ આપવાની કોઈ પરિસ્થિતિમાં તાકાત નથી. ચૈતન્ય વિષેનો આવો ખ્યાલ, એનું નામ ઉલ્લાસ.

ø અને તે દિવસે જ લાગ્યું કે કરમાતાં ફૂલો અને મૃત્યુ પામતાં બાળકો માનવજાતને એક સંદેશો આપી રહેલાં છેઃ ‘મૃત્યુ બળવાન હશે: પ્રેમ વધારે બળવાન છે. આ સત્ય જાણવાને માટે અમે મૃત્યુને ભેટયાં છીએ. અમારું મૃત્યુ તમે ભૂલી જશો, પણ અમારો સ્નેહ તમે કદી નહિ ભૂલો. એટલે જ અમે કહીએ છીએ કે મૃત્યુમાં ઘા કરવાની શક્તિ છે; પણ મારવાની શક્તિ નથી.’

☆ **તમને આ મહાન આશ્ચર્ય નથી લાગતું ?** માનવની સૃષ્ટિમાં વાદળાં, રંગબેરંગી સંધ્યા, નિઃસીમ આકાશ, જલનિધિ સમુદ્ર, કુમળા છોડ, સુંદર વૃક્ષો, નાનાં પંખીઓ--મનોહર ફૂલો–પર્વતો ઝરણાં, નદીઓ, રાત્રિ–આટલું બધું રહેલું છે; અને છતાં માનવ એ વિષે કોઈ દિવસ વાત કરતો નથી, કોઈ દિવસ વિચાર પણ કરતો નથી.

—તમને એ મહાન આશ્ચર્ય જેવું નથી લાગતું ?

આ આશ્ચર્ય ઉપર વિચાર કરતાં થાકી જાય છે, ત્યારે કવિઓ ચંદ્રનાં અને જલનિધિનાં, સાગરનાં અને શશીનાં, પંખીનાં અને પર્વતનાં ગાન ગાય છે. એટલા માટે એમાં ગૂઢ સંવેદન ભર્યાં હોય છે. આનંદ પ્રશસ્તિ અને વિષાદ એકી સાથે દેખાય છે.

✿ **માણસનું** એક પણ કામ એવું નથી કે જેમાં એ મનનો કાંઈ ને કાંઈ હિસ્સો આપતું ન હોય. એટલા માટે કામને વ્યવસ્થિત કરવાનો કે શુદ્ધ કરવાનો પ્રયાસ કરવો એનો અર્થ માણસના મનને ઘડવાનો પ્રયાસ કરવો એવો થાય છે. માણસના મનને ઘડવા માટેના પ્રાથમિક પ્રયાસો પૂરા કર્યા પછી–કોઈપણ જાતના સંસ્કાર કે વિચાર-

શુદ્ધિ આપવાના પ્રયાસો વધારે સફળ નીવડે; વધારે તાત્કાલિક અને સ્થાયી પરિણામ આપનારા નીવડે. કામની વ્યવસ્થા અને શુદ્ધિકરણમાં માણસના મનને પણ એક મુખ્ય અંગ તરીકે ગણવું જોઈએ.

☆ જીવનશુદ્ધિ વિના જીવનસંદેશ ? એ વાત જ અશક્ય છે. એટલે ઘણુંખરું સાહિત્ય મનુષ્યના મરણ પહેલાં મરણ પામે છે; બાકી રહેલું એક દસકામાં. આજની ખરી મુશ્કેલી આ છે. કોઈને સંદેશ વાહક હોવાની અજબ શ્રદ્ધા પ્રગટી નથી— અને છતાં સંદેશા આપે છે સૌ. જે માણસને પોતાનામાં શ્રદ્ધા ન હોય એ કાંઈ પણ ન કહે એમાં માનવજાતની મોટામાં મોટી સેવા છે.

ø લખાણની મોહક શૈલી—ઘણા માણસોમાં અનુકૂળ કે પ્રસન્ન મુદ્રાશાળી બની જવાની કુનેહ હોય છે, એની સાથે એને સરખાવી શકાય. પણ એ ઊંચામાં ઊંચો ગુણ નથી. શૈલીનો ઊંચામાં ઊંચો ગુણ એની કાંઇક અગમ્ય જેવી જણાતી આત્મવિશ્વાસની મૌનવાણીમાં રહ્યો છે. મૌનવાણી તમે આને કહી શકો. જે લખેલી ન હોય છતાં વંચાય; જે દેખાય નહિ છતાં પ્રગટે.

☆ યુગબળની પિછાન હોવી એ એક વસ્તુ છે; અને એના ગુલામ થવું એ તદ્દન જુદી જ વાત છે. પહેલામાં યુગ ઘડવાની શક્તિ રહી છે; બીજામાં યુગના દોષ ઘટાવવાની. ઘણાખરાને યુગની પિછાન નથી હોતી; સૌની પાછળ ઘસડાવાનું નિર્બળ મન હોય છે.

✿ સૌન્દર્યદૃષ્ટિ હોવી એનો ખરો અર્થ આ છે. દેખીતા વિરોધાભાસમાં વહી રહેલું એક, અપ્રમેય અને આનંદમય મનુષ્યત્વ નિહાળવું. મનુષ્યો અનેક હશે; પણ મનુષ્ય એક જ છે. એ સર્વસામાન્ય મનુષ્યત્વને જાણનારો સઘળી સ્થિતિમાં રહેલું સૌન્દર્યદર્શન કરી શકે ખરો.

☆ લોકો જોતા હોય એનાથી જૂદી રીતે જોવામાં લોકપ્રિયતા ગૂમાવવાનો ભય રહ્યો છે; પરંતુ એ ભયની ખાતર જ સત્યને છોડવામાં તો મનુષ્ય પામરતા બતાવી રહ્યો છે.

✿ કલા એટલે વ્યક્તિએ પોતાની જાતને પ્રગટ કરવા ધારેલો માર્ગ.

☆ કુવિઓ !

કુસુમો–ને કોલસા–બન્નેની કવિતા કરોને.

શા માટે છલોછલ સૌન્દર્યથી ભરેલા વિશ્વનું એક રૂપ નાહક છોડી દો છો ?

પહેલાનાં કવિઓએ કોલસા તજી દીધા–એનો તો આજ તમે અફસોસ કરી રહ્યા છો.

તમે વળી આજ કુસુમો તજી દો છો–એનો અફસોસ તમારા પછી કોઇક કરશે.

—એના કરતાં તો કવિઓ ! એ બન્નેનાં કાવ્ય કરોને !

—જો સૌન્દર્યની વાત કરતા હો, તો એ તો તમારી દૃષ્ટિમાં જ રહ્યું છે; કોલસામાં પણ નથી, અને કુસુમમાં પણ નથી.

—જો અર્થ કે સંબંધની વાત કરતા હો, તો તો–તમારે જ એ બન્નેના સમન્વયમાંથી નવા અર્થો શોધવા રહ્યા.

કવિઓ ! શા સારૂ કોલસા માટે કુસુમો છોડો છો—ને કુસુમો માટે કોલસા.

ઘ . . . . . . સંધ્યાકાળે જ્યારે માણસો નદીનો કાંઠો છોડીને ઘર તરફ વળી જાય છે અને કોઈ પાછળ રહેલું એકાદ બકરું કે ઘેટું પણ બેં બેં કરતું ચાલ્યું જાય છે, ત્યારે શાંત થઈ રહેલ નીરવ કિનારો, પ્રશાંત પાણી અને ગુપચુપ ઊભેલા છેયા એક જાતની કહી ન શકાય તેવી શોકમિશ્રિત રમણીય છબી રજુ કરે છે; હરિયાળા ડુંગરાઓ ઉપર જ્યારે ‘તડકી છાંયડી’ની ભાત પૂરાય છે ત્યારે પણ, કોઈ અકથ્ય શોકમિશ્રિત રમણીય છબી બની રહે છે; એ સંવેદનાનું કારણ જાણવું મુશ્કેલ છે. કદાચ અત્યંત તર્કપ્રિય વિદ્વાન એનું કારણ આપી પણ શકે; પરંતુ એનું સ્વાભાવિક કારણ એવું લાગે છે કે પહેલું ચિત્ર આપણને જીવનનો અંત—જેને કરુણ માનવાની આપણને ટેવ પડી ગઈ છે—તે બતાવે છે; જ્યારે બીજું ચિત્ર જીવનનાં તેજ અને છાયા, સુખ અને દુઃખ, ચડતી અને પડતી, એનો અવિચલ નિયમ દર્શાવે છે: પરંતુ

આત્માને જ આ પ્રકારની લાગણી થાય એ સંભવિત નથી: એટલે કદાચ કોઈને આ ખોટો તર્ક પણ લાગે. એ ગમે તેમ હોય, પરંતુ વીણાના છેલ્લા લય પામતા સ્વરના જેવી આ દર્દ ભરેલી મીઠાશ–પ્રકૃતિની આ છબીમાં નહિ તો બીજી કોઇ છબીમાં–અને બીજી કોઈ છબીમાં નહિ તો, પોતાના જ સ્વભાવના બે પરસ્પર વિરોધી તત્ત્વોમાં કોઈ પળે તો કોઈને ને કોઈને પ્રત્યક્ષ થઈ હશે. ચિંતન જેના સ્વભાવમાં જ નથી એવા મનુષ્યને વખતે એવી પળ ન પણ આવી હોય; પરંતુ દરેક મનુષ્ય પોતપોતાની રીત પ્રમાણે ચિંતન કરે છે જ: અને એ રીતે દરેકના જીવનમાં આ અનુભવને સ્થાન છે. આ શોકમિશ્રિત સંવદેના નિર્દેશ કરવાનો હેતુ એટલો જ છે કે જીવનમાં જેમ આ અનુભવને સ્થાન છે તેમ જ એના વિરોધી જેવા જણાતા પરંતુ અત્યંત તેજસ્વી એવા બીજા અનુભવને પણ સ્થાન છે. અને તે ભયંકર ર મ ણી ય તા. અત્યારનો યુગધર્મ આ અનુભવનું વધારે સ્પષ્ટીકરણ માગે છે. અત્યારનો સમયપ્રવાહ આ અનુભવ વિષે વિશેષ જાણવા ઇચ્છે છે.

કોઈ પૂછે કે જુવાનની એક સર્વસામાન્ય વ્યાખ્યા શી? બધાને માન્ય થઈ પડે તેવો જવાબ આપવો મુશ્કેલ છે: પણ કાંઈક આવો જવાબ વખતે સર્વમાન્ય થઇ પડવાનો સંભવ છે.

એક કલાકૃતિની યાદ આવે છે. ફૂંફાડા મારતો ભયંકર વિષધર, નગ્ન દેહલતા પર વિંટળાઇને હોઠ પર હલાહલ ઝેરનું ચુંબન કરવા, જે વખતે ફેણ ચડાવે છે, તે વખતે હાનીબાલની બેન સોલોમ્બો, જેવી નિશ્ચલ અડગતાથી, આ ભયંકર મૂર્તિને ભેટે છે તેવી–હાડ ઠંડા કરી મૂકે એવી નિશ્ચલ અડગતા–જીવન અને મૃત્યુનો ખેલ કરતી વખતે પણ, જેના જીવનમાં રહી શકે તે માણસ નિત્યયુવાન છે. જેમ લોહચુંબક સોયને આકર્ષે છે તેમ ભયંકર રમણીયતા જુવાનીને આકર્ષે છે. હિમાલયનાં ગગનચુંબી શિખરો ઉપર જ્યારે આછી કેસર રંગી અને પવન જેવી પાતળી ચાદર પથરાય છે, ત્યારે એ ભયંકર રમણીયતાને પ્રત્યક્ષ કરવાનું સ્વપ્નું કોઈ તેજસ્વી જુવાનને જ આવે છે. કોઈ એવું દૃશ્ય જોઈ કવિતા કરે; કોઈ લેખ લખે; કોઈ ફિલસૂફીભર્યું ચિંતન કરે; પણ એ જુએ અને એ

ભયંકર રમણીયતાની પાછળ જીવનને પાસા જેવું ગણીને ફેંકે, એ તો કોઇ પૃથ્વીના શણુગાર જેવા, જુવાન જુગારીનું કામ છેઃ બીજાનાં એ કામ નહિ. કર્મ–જીવનનો પ્રધાન સૂર જ કર્મ–એ યૌવનનું પ્રથમ ચિહ્ન છે.

–આ ભયંકર રમણીયતામાં એવી તે શી મોહિની છે કે દેશદેશના નવજુવાનો બસ પોતાની અધિષ્ઠાત્રી દેવી તરીકે, નહિ કોઈ સૌમ્યકાંતિવાળી કલ્યાણી, નહિ કોઈ શાંતિપ્રિય આનંદભરી મૂર્તિ, નહિ કોઈ ધ્યાનમગ્નસ્થ પ્રજ્ઞાપારમિતા, નહિ કોઈ ધર્મચક્રપ્રવર્તન કરનાર સત્ત્વશાળી બુદ્ધ, પણ આ ભયંકર રમણીયતાને જ સ્વીકારે છેઃ એવી તે આ ભયંકર રમણીયતામાં શી મોહિની છે કે, બસ નવજુવાનને કાં હિમાલયનું શિખર સર કરવાનું સ્વપ્ન આવે છે અથવા તો જુલમોને જ્યાં હોય ત્યાંથી નમાવવા જુવાની અને જિન્દગી વેડફી નાખવાની તાલાવેલી લાગે છે?

હિમાલયને સર કરતાં બરફની હાડ ગાળે તેવી ઠંડી નીચે મરવાનું અથવા તો રાષ્ટ્રોદ્ધારને માટે હાડ થીજાવી નાખે તેવી ફાંસીએ લટકવાનું–

આવી જુદી જણાતી પણ એક જ મનોદશામાંથી પ્રગટતી આ તેજસ્વી પ્રવૃત્તિ—કેમ વારંવાર પ્રગટે છે? મરે છે અને છતાં કેમ જીવે છે? અગ્નિનો સાગર છે એમ જાણવા છતાં એ ભયંકર રમણીયતાની મોહિનીમાં પડનારા મારુતીઓ વારંવાર ક્યાંથી આવે છે? આ ભયંકર છે એમ જાણવા છતાં એવું તે શું સૌંદર્ય એમાં છે કે જે વારંવાર જુવાનોને આકર્ષે છે?

જેવી શંકરની કાલ્પનિક મૂર્તિ છે, જેવી દુર્ગાની માનસિક મૂર્તિ છે, જેવી શોકરાણી ચિત્રકાર કે કવિની કલ્પનામાં છે, જેવી દ્રૌપદી વ્યાસના માનસમાં ને સીતા વાલ્મિકીના હૃદયમાં છે, તેવી આ ભયંકર રમણીયતા દરેકે દરેક જુવાનના હૃદયમાં છે: એ જુવાનીનો, લોહીના જેવો જ અંશ છે. જો કલ્પના નાશ પામે તો આ ભયંકર રીતે રમણીય ગણાતું જીવન નાશ પામે. એ રહેવાનું જ. એ ભયંકર પણ રહેવાનું અને એ રમણીય પણ લાગવાનું. કોઈ પણ કાયદો, કોઈ પણ સત્તા, એ સ્વપ્નને વેડફી નહિ જ શકે. બહારવટીઓ અનાદિ અનંત છે

ત્યારે હવે સવાલ એ થાય છે કે આ રમણીય ભયંકરતાના પૂજારીઓ–હિમાલયના સૌંદર્ય પર પ્રાણ ન્યોછાવર કરનારા રાષ્ટ્રની ઇમારત થાય, માટે પોતે પાયામાં ખપી જનારા, આકાશનો માર્ગ વીંધતાં પ્રાણ ખોનારા, સમુદ્રનો મર્મ લેવા જીવન આપનારા–આવા જીવનનો જુગાર ખેલનારાઓ માટે, શાંત સૌમ્યધર્મ કે રાજનીતિમાં ક્યાંય સ્થાન ખરું કે?–આપણા ઠંડા મગજમાં એમને માટે શબ્દો તો છે જ–સાહસ, ગાંડું શૌર્ય–અને રાજદ્વારી વિપ્લવવાદીઓ માટે તો–આડે માર્ગે ચડી ગયેલા –એવા શાંત શબ્દો છે જ. પણ આ શબ્દોમાં તેજ છે કે ખોટો ચળકાટ દેખાય છે?–વિપ્લવ ખરાબ છેઃ આડો માર્ગ છે; આકાશ સમુદ્રનાં સાહસ પણ ભૌતિક દૃષ્ટિએ ઠીક છેઃ પણ એમાં અશાન્તિ છે; પ્રાણાર્પણ કરનારાઓનો એ બરાબર ન્યાય છે?

મધરાતે–કોઇ પણ મેઘલી રાતે–બહાર પગ પણ ન મૂકી શકે એવો માણસ, જ્યારે ગૌતમ બુદ્ધના જીવનમાંથી, કેવળ ગોખી કાઢેલા શબ્દો વડે, કોઈ પણ દેશના કોઈ પણ વિપ્લવવાદીની કિંમત આંકવા બેસે છે, ત્યારે એનો મૂકેલો આંક ખોટો હોય છેઃ એમ

અભિપ્રાય આપવો કે એ સાચો માર્ગ નથી કે એમાં શૌર્ય નથી–એ અહિંસાવાદીની મોટામાં મોટી હિંસા છે.

આવી ભયંકર રમણીયતાનો મોહ એ કોઈ જાતનો રોગ નથી; ઊંધું માનસ નથી; આડેમાર્ગે ચડેલી શક્તિનો એ પ્રાદુર્ભાવ નથી; એ તો છે વિરલ મનુષ્યના જ જીવનમાં દેખાતી, અન્યાય સામે કે મુશ્કેલી સામે મીટ્ટી મીટ્ટી થઈને મટી જવાની અતિ ઉગ્ર પણ તેજસ્વી જ્વાલા.

☆ . . . . . . જૂનવાણી વડલાઓ! તમારાં સુક્કાં ડાળાં ઊપર અહીં તહીં દેખા દેતાં બે ચાર લીલાં પાન જોઈને મને ધૂળમાં મળી ગયેલાં મહાન ખંડેરો આજે સાંભરી આવે છે.

એક વખત તમે પણ તમારી સમૃદ્ધિથી આખા વનવગડાને શોભાવ્યું હશે; આજે એ જ વનમાર્ગનો તમારે લીધે કંગાળ દેખાવ બને છે. હું જ્યારે જ્યારે તમને જોઉં છું ત્યારે ત્યારે, કાળજૂની વંશપરંપરાગત અમીર કુટુંબની કરુણ ગરીબી મને યાદ આવે છે!

મહાન ન બનવામાં પણ એક જાતની શાંતિ રહી લાગે છે. પોતાના સાદા સ્વચ્છ ઘરઆંગણાને શણગારીને સાંજસવાર હાથેપગે જીવતો એકાકી અકિંચન, કોઈ ભવ્ય મહેલનિવાસીને મુકાબલે, કેટલી ઓછી જવાબદારીમાં કેટલી બધી વધારે શાંતિ ભોગવતો લાગે છે! એના ઘરઆંગણાનું એક તૂટી ગયેલું કમાડ, એ ગમે તેવા થીગડાથી સાંધી શકશે અને છતાં નહિ એ અસ્થાને લાગે કે નહિ એ ઉપહાસપાત્ર બને. એના જીવન વિષે કોઈને કાંઈ કહેવાનું પણ નહિ હોય. અને એની સાદી ગરીબીમાં એ અણજાણપણે દિવસો પસાર કરી દેશે.

–પણ કોઈ ભવ્ય ખંડેરની, હવે ગરીબ બનેલી એક બારીનું થીગડું, ખોટું હશે તો, આખી દુનિયાનું એ ધ્યાન ખેંચશે; ઉપહાસપાત્ર થશે; અને એના નિવાસીનું જીવન કરુણ બનાવી મૂકશે. એક વખત જે એની મહત્તા ગણાતી, એ મહત્તા જ હવે એને અંદરથી કોતરી ખાશે. જૂનવાણી મહાન વડલાઓ! તમારી આસપાસ ઊભેલા અનેક વૃક્ષોની જીવનલીલા સમાપ્ત થઈ ગઈ. પેલું જાંબુડાનું ઝાડ, લીમડો, પીપર, પીપળો સર્વે ચાલ્યાં ગયાં.

એમની કરુણ કથા દુનિયાએ દેખી ન દેખી અને એ અદૃશ્ય થયાં, માત્ર તમે જ હજી ઊભા છો!

આજે તમારા આખા સુક્કા દેહ ઉપર એકાદ ઠેકાણે બેત્રણ લીલાં પાન જોવાં—એ ભવ્યખંડેરના એકબે રસળતા પથ્થર જોવા જેવું મર્મભેદી લાગે છે. અરે! તમે પણ તમારા સાથીઓ સાથે જ વિદાય થયાં હોત!

—કે પછી તમે, 'જીવનનો કાંઈ ઉપયોગ ન રહે એવા સુક્કા જીવનનો મોહ—ખરી કરુણતા એમાં રહી છે'—એટલો સંદેશો આપવા માટે જ ઊભા છો?—કે તમારા વખતના અમીરી કુટુંબના નબીરાઓ તમારા છાયા વિનાના દેહ પાસે પરસેવે રેબઝેબ થતા મજૂરી કરી રહ્યા છે—અને સાથે સાથે જ એ વખતે ગરીબ ખેડૂતરૂપે જીવન ગુજારનારનો રસળતો રખડતો કોઈ વંશજ આજ પણ એવી જ ગરીબ ખેતી ને પોતાના નબળા બળદ નિભાવી ખેતર વચ્ચે ખાટલો ઢાળી બેઠો છે—એ દૃશ્યને જરાક ફિલસૂફની દૃષ્ટિથી જોઈ લેવા માટે જ હજી પણ તમારા જર્જરિત દેહ ઉપર જીવનની નિશાની જેવાં બેચાર પાન આપ્યાં કરો છો!

જુનવાણી વડલાઓ ! એ વખતે તમને એકલા રહેવાનો વખત ન હતો; આજે તમારી કંગાલ ગરીબીને લીધે તમારી પાસે ફરકવાનો કોઈને વખત નથી.

મને એક ઉર્દૂ કવિની બેત યાદ આવે છે:

હમનશીની ખલ્કકી અબ તો વહશત આફ્રીન
ઇકઝમાને મેં યહ સૌદા થા કી તનહા ક્યું રહું !

. . . . . . ૭ મદભરેલી માનિનીઓ અને મદિરાની પ્યાલીઓ ! કોણ કહેતું હતું કે તમે ખરાબ છો ? તમારામાં મનુષ્યને મોહ પમાડવાની ને માદક બનાવવાની કાલિમા રહી છે એમ કોણ કહેતું હતું ?– કોણ કહેતું હતું કે તમે માનવને બેદાનમેદાન કરી મૂકો છો ? સ્નેહ ને સંસાર વીસરાવી દો છો, શક્તિને કુંઠિત કરી મૂકો છો—એમ કોણ કહેતું હતું ?

ભલે એ કહેનારા ગમે તે હોય. તમારામાં એમાંથી એકે દોષ નથી. તમે તો નિરાશ હૃદયોને બે ઘડી આનંદ આપ્યો છે. પિસાઇ જતા જુવાનોને જરાક સ્વપ્નાં ચખાડ્યાં છે. વિલાસની લાલસામાં ભમતા

અનેક રખડુઓને બે ઘડી ઘરનું ભાન કરાવ્યું છે. તમે ન હો—અને કેવળ સંચા, કામ કામ કામ, નિરાશા, અને નફ્ફટ ધંધાદારી લુચ્ચાઈ એ જ હોય—તમે ન હો ને માત્ર આ હોય,—તો તો દુનિયા આખી થોડા જ વખતમાં કેવળ પાગલો અને પાગલખાનાંઓથી ભરાઈ જાય. . . . .

એના કરતાં તો મદભરેલી માનિનીઓ! અને મદિરાની પ્યાલીઓ! તમે—તમે જ અમર રહો.

તમારામાં કાંઈ દોષ નથી. કોઈ પણ વસ્તુમાં દોષ નથી. દોષ તો એના માનવે રચેલા—કરેલા ઉપયોગમાં રહ્યો છે.

. . . . . ☆ ખંડેરો—રે! મારી જન્મભૂમિનાં ખંડેરો! જ્યારે જ્યારે તમારી યાદ આવે છે, ત્યારે ત્યારે હૃદયના અનેક ખૂણાખાંચરામાંથી વેદના ઊગી નીકળે છે. મને આશ્ચર્ય થાય છે કે આટલી બધી વેદના હૃદયના કયા ગુપ્ત ભાગમાં બેસીને પોતાની છાની વાણી આમ સંઘરી રાખે છે અને મારા હૃદયના અણુએ અણુમાં પોતાનો સંદેશો પહોંચાડી દે છે.

ઘણા તમને પડી ગયેલાં મકાનો માને છે. કેટલાક નાસી ગયેલા મનુષ્યોની મિલકત ગણે છે. બીજાને મન તમે સડી ગયેલાં કાટમાળ ને પીંખાઈ ગયેલાં પિંજર છો. પણ મને તમારામાં માનવ-ભાગ્યની મહાકથા સંભળાય છે.

તમે જ એક વખત રસભરેલી પ્રિયતમાઓ—અને તરુણ જુવાનોની છાની છાની વાતો સાંભળીને જાણે હર્ષથી નાચતાં હતાં. તમારે આંગણે ઢોલ ઉપર ડાંડિયા મારતાં પેલા બાઘા ઢેઢનું હૃદય જમીન ઉપર જાણે ન હોય એટલું બધું કૂદી રહ્યું હતું. એક પગે લંગડો હતો—છતાં ત્રણ પગ હોય એમ એ કૂદી રહ્યો હતો.

કેટલી—કેટલી નવવધૂઓએ પોતાના અંતરની પહેલી રાત્રિનો ઉલ્લાસ તમારે આંગણે ઊજવીને તમને વસંતાગમનથી કુસુમિત બનેલી વલ્લરી જેવા શોભાયમાન બનાવ્યાં હતાં.

ખંડેરો! રે પ્રિય ખંડેરો! એ સઘળું આજ તમારા અંતરના કોણ જાણે કયા ખૂણામાં છુપાઈને બેઠું હશે—કે કાલમહોદધિના કોણ જાણે કયા અનામી પ્રદેશમાં રખડતું હશે!

માનવમાત્ર ખંડેર છે, એ જાણ્યા પછી તમારી આ હીન–દીન અવસ્થા માટે મને અંતરમાં લેશ પણ ગ્લાનિ નથી કે તમારા ભગ્ન સ્વરૂપનો શોક નથી.

જે જે પાંગરે તે પડે–એ અવિચળ નિયમ ભલે તમને પણ લાગુ પડ્યો.

પણ દુનિયામાં બે પ્રકારનાં ખંડેરો છે. અણનમ યોદ્ધાઓની ખાખ જાળવી રાખીને જેમણે પોતાના જર્જરિત દેહે, માનવમાં રહેલી અજેય શક્તિ પ્રકટ કરી, કે રડ્યાખડ્યા થોડાક અહીંતહીં પડેલા પથરાઓ વડે, એક વખત જમીનને જીવનસુગંધથી ભરી દેતા સાધુસંતોની મૂંઠી માટીમાં રહેલી મહત્તા જેમણે પ્રકટ કરી—એ એક જાતનાં ખંડેરો. અને– એક વખત લાખો કરોડોની ઝવેરાતોથી ભરેલાં, માનવસમુદાયથી ગાજતાં, હરપળે હજારો વિલાસો બદલતાં, પણ અંતે પોતાના જ દ્વેષ રાગ ક્રોધ અને વાસનામાં પોતાને જ હાથે રાખ બનેલાં—એ બીજી જાતનાં ખંડેરો.

મને ખંડેરો–મંદિરો કરતાં પણ વધારે વહાલાં છે. એમના પથરાઓમાં–એકાદ ધ્વજ માટે મિટ્ટી મિટ્ટી બનવા તોપને મોંએ ચડી જનારા તરુણ યોદ્ધાઓની સ્મિતલહરીભરેલી મુખમુદ્રાઓનું દુધમલ દર્શન મળે છે. અણનમ સ્ત્રીઓની તેજસ્વી અગ્નિ જેવી મૂર્તિઓ એમનામાં નજરે ચડે છે.

પણ રે મારી જન્મભૂમિનાં ખંડેરો! તમને ખંડેરો બનેલાં જોઈને મને ગ્લાનિ થાય છે. ખંડેરો બન્યાં માટે નહિ–કાલમહોદધિમાં કોણ ખંડેર નથી?–પણ તમારું સ્વત્વ જાળવવાની કેવળ અશક્તિને લીધે જ તમે ખંડેરો બન્યાં એ વિષે મને બહુ લાગી આવે છે. કેવળ–નોકરી–ફેકરી માટે તમારાં ફળી, ગાયો, ગંજીઓ, વડલાઓ, નદી, રેતીના પટ, સઘળું છોડીને અમે રાન રાન ને પાન પાન રખડવા ચાલી નીકળ્યા – અમારી જુવાનીમાં અમારામાં તમને જાળવવા જેટલું સ્વત્વ પણ ખીલેલું નહિ–એ જ્યારે અમે સંભારીએ છીએ, ત્યારે અમને તમારી યાદ વધુ ને વધુ વેદના આપે છે.

અજ્ઞાન-અસૂયા કે અશક્તિને લીધે થયેલાં ખંડેરો જ્યારે જ્યારે કોઈ પણ ગામડાની ભાગોળે હું જોઉં છું, ત્યારે ત્યારે એમાં રહેલી માનવકથાનો અંશ હૃદય વીંધી નાંખે છે.

રે ખંડેરો! તમને કોઈક મહા હેતુ માટે, કોઈ ધન્ય ઘડીને સાચવી લેવા માટે, કોઈ સુંદર પ્રસંગના મૂલ્ય લેખે, એવી કોઈ રીતે તમને ખંડેરો બનાવ્યાં હોત, તો એમાં અમારો વિજય હતો, તમારો અવશેષનો ગર્વ પણ હતો.

પણ આ તો તમે ખંડેર થયાં માત્ર અમે અશક્ત હતા માટે, અજ્ઞાન હતા માટે, સાચી સમજણ ન હતી માટે.

માતા ધરતીને ઘણી વખત મન થતું હશે કે આવાં ખંડેરો તો મારા અંતરમાં સમાવી દઉં કે જેથી માનવકુળ જરાક વધારે સમજણું બને; અને સાચા ખંડેરોમાં રહેલી વિભૂતિઓને વધુ ઓળખી શકે; અને થોડાંક સાચાં ખંડેરો સરજી પણ શકે.

[ જલબિંદુ

. . . . . . આજે મને એવા કેટલાક પુરુષો, કલ્પનાની નજરે દેખાય છે, કે જે યોદ્ધાઓ ન હતા, છતાં યોદ્ધાઓ હતા. જેમણે સમશેર લઈને રણભૂમિમાં યુદ્ધ કરવા પ્રયાણ કર્યું ન હતું; જેમણે સામે મોંએ લડાઈ આપીને છાતી ઉપર ઘા ઝીલ્યા ન હતા; અને છતાં જેમણે કરેલું યુદ્ધ એ સાચા યુદ્ધને હિસાબે લેશ પણ ઓછું વીરત્વભરેલું ન હતું.

એવા અનામી યોદ્ધાઓની રડીખડી વીસરાઈ ગયેલી ખાંભીઓ હજી પણ કોઈ કોઈ જગ્યાએ દેખાય છે.

એવા અનેક અનામી યોદ્ધાઓનાં અણુઓળખ્યાં રક્તબિંદુઓમાંથી પ્રવાહ વહીને લોકો જેને ઇતિહાસ કહે છે એ ઇતિહાસ રચાય છે.

પણ ખાંભી રહે કે ન રહે, ઇતિહાસ રચાય કે ન રચાય, લોકસ્મૃતિમાં નામની લેશ પણ દરકાર કર્યા વિના કેટલાક કાલ્પનિક જેવા પુરુષોએ, પ્રજાના હૃદયમાં આશાનો એક દીપ જળતો રાખવા,

ઠેકાણે ઠેકાણે ફરીને, પોતાના જર્જરિત તંબૂરાના સૂરમાંથી ગીતો ગાઈ ગાઈને પ્રજાને એનું સ્વત્વ જાળવવાના નિશ્ચયમાં મૃત્યુથી પણ ન ડરનારી એવી બનાવી દીધી.

મને જ્યારે જ્યારે એ અનૈતિહાસિક પુરુષોની યાદ આવે છે, અને એ પુરુષોએ જંગલમાં રખડીને, રાબરોટી ખાઈને મૂઠી મૂઠી ધાન ઉપર જીવન નિભાવીને, કોઈ પણ જાતના બદલાની આશા વિના, યશ કે કીર્તિની લેશ પણ પરવા વિના, પ્રોત્સાહન આપે એવા રણવાજિંત્રોની મદદ વિના, કેવળ પોતાની લંગોટી ને ઝોળી ઉપર આધાર રાખીને, પોતાના ભાંગ્યાતૂટ્યા ગીત-ભજનના થોડાક સ્વરવડે, યુદ્ધનો ઘોષ જાગ્રત રાખ્યો અને પ્રજાના અંતરમાં આશાનો તંતુ જીવતો રાખ્યો, એ વિષે વિચાર આવે છે ત્યારે ત્યારે લાગે છે કે તોપોમાં ઘણું બળ હશે, પણ તંબૂરમાં ઓછું નથીઃ વળી એમ પણ લાગે છે કે તાત્કાલિક કામો ભલે તોપોથી જલદી થઇ જતાં હોય, પણ ચિરસ્થાયી અગ્નિ પ્રકટાવવામાં તો તંબૂરની તોલે એ ન આવે; ભલે પ્રજાને જીતવામાં

તોપોનો ઘણો મોટો ફાળો હોય, પણ એને જીવતી રાખવામાં તંબૂરનો ફાળો કમ નથી. અને ત્યારે જ સમજાય છે કે કવિતા જીવતી હશે તો પ્રજા જીવતી રહેશે. તોપોને જીતનારો તંબૂરધ્વનિ એક વખત વિજયી નીવડ્યો છે તો અનેક વખત નીવડશે. એ તંબૂરથી પ્રજાના દિલમાં રહેલ આશાતંતુને જળતો રાખનારા સાચા રખડુ ભજનિકો હશે તો જિતાયેલી પ્રજા પણ જીવન અને સ્વત્વ જાળવીને એક વખત ફરીથી પોતાની મહત્તા મેળવવા મથશે.

. . . . . . ☆ તમે તે દિવસે પૂછ્યું હતું કે કયું ફૂલ સૌથી વધારે સુંદર છે? આજે એનો જવાબ વાળું છું. કેટલાક કવિઓ ગુલાબને વખાણે છે. એમાં રંગની મોહિની છે; વળી સુગંધની મીઠાશ પણ છે. એની પાંદડીએ પાંદડીમાં નવા નવા રંગની ઘેરી–ભીની–આછી એવી છટા છે. વળી એ પોતાની જાતને સસ્તું બનવા દઈ અમીરી કુટુંબનું પોતાનું ખમીર ગુમાવતું નથી. એનો આકાર પણ ગૂઢ રચનાના સાંકેતિક ચિહ્ન જેવો હોવાથી વધારે મનોરમ ને અર્થવાહી લાગે છે. . . . .

—બીજાના મત પ્રમાણે કમળનું ફૂલ સર્વશ્રેષ્ઠ ગણાવું જોઈએ. એનામાં રંગમોહિની તો છે જ, પણ એની સુગંધ પણ મનુષ્યના આંતરિક જીવનની સુગંધની પેઠે સ્થાયી સ્વરૂપે છતાં અત્યંત ધીમી ગતિએ મળે છે. એ મેળવવાને થોડીક રાહ જોવી પડે છે. અને એમાં જ એની ખરી મહત્તા છે. વળી કવિ લોકોએ એના જન્મસ્થાનનો નિર્દેશ કરીને એના વ્યક્તિત્વને વધારે મહત્ત્વ આપ્યું છે. ગુલાબને તમે શૃંગારનું ફૂલ કહી શકો; પણ કમળ તો તત્ત્વજ્ઞાન અને ધર્મની સાથે સંકલિત છે. એ સર્વશ્રેષ્ઠ ગણાવા માટે જોઈએ એટલું વિશાળ પણ છે. એની રચનામાં ગુલાબ જેવી ગૂઢતા નથી એ ખરું, પણ એટલે તો એ પોતાના સમગ્ર રૂપને બતાવીને ક્યાંય લેશ પણ અસ્વચ્છતા રહી નથી એમ સાધુના અંતરની જેમ ગર્વ લઈ શકે.

—જૂઈ, ચંબેલી, ચંપો, બોરસલી, પારિજાત, ડોલર, અને એવાં બીજાં ફૂલો પોતપોતાનું વ્યક્તિત્વ ધરાવે છે એમ કેટલાક માને છે ને કહે છે કે માત્ર નાજુક હોવાને કારણે તેમને લેશ પણ ઊતરતાં

ગણી શકાય નહિ. એ રીતે ગણો તો મનુષ્યજીવનનાં અનેક વર્ષોમાં જે થોડીક ધન્ય પળો આવે છે એવાં એ ગણી શકાય. મહાસાગર કે મહાનદને મુકાબલે પણ એકાદ રુમઝુમ શાંત વહેતું ઝરણું છેક મામૂલી નથી; એટલું જ નહિ, ઘણી વખત તો એ જ ચિરસ્મૃતિમાં રહે છે. ડોલરની સુગંધ સ્મૃતિમાં રહી જાય તેવી સરસ હોય છે. પારિજાત અને જૂઈની નાજુકતા એટલી કમનીય છે કે એને સ્પર્શ કરનારો હાથ પોતે જંગલી ગણાવાના ભયથી એને દૂર રહીને જ જોવાનું પસંદ કરે એ સંભવિત છે. અને એ વાતાવરણ જમાવવામાં જ એ નાનાં ફૂલોનો વિજય રહ્યો છે. એ દૃષ્ટિએ તો ગુલાબ અત્યંત મત્ત બનેલી ઇશારા કરતી ઇશ્કી લલના જેવું છેઃ જ્યારે જૂઈ તો નાજુક કોમળ નાની સુંદર બાલા જેવું લાગે. ડોલરની ખરી ખૂબી જેટલી એના મધ્યમ કદમાં રહી છે એટલી જ એની સુગંધમાં પણ છે. વળી એના સ્વચ્છ રંગની સાથે એની સુગંધનો વિશિષ્ટ સંવાદ રહ્યો છે. એ પોતાની જાત છુપાવતું નથી, તેમ પ્રકટ પણ કરતું નથી. અને એવા એના વ્યક્ત અવ્યક્ત સ્વરૂપને પાનની રચનાને લીધે વધારે

અર્થ પણ મળે છે. કાલિદાસની વર્ણવેલી યૌવનમાં પ્રવેશ કરતી મુગ્ધા જેવું એનું સ્વરૂપ એટલું મોહક છે કે એના પ્રેમીઓ તો એને જ ફૂલની રાણી માને.

—પણ મારું અંતર આ એકે ફૂલમાં નથી. કોઈક કવિ આવળનાં ફૂલને સર્વોત્તમ ગણે છે ગરીબને પણ સહજ મળે માટે—એ મત પણ મને અસર કરતો નથી. . . . મારા મત પ્રમાણે તો ધતૂરાનું ફૂલ સર્વોત્તમ ગણાવાને પાત્ર છે. કેવળ અકસ્માતને લીધે જ એ શંકરના મસ્તકે ચડે છે એમ નથી. એનામાં એક પ્રકારનું ગુપ્ત સામર્થ્ય રહ્યું છે. એની રચના—આકાર—ને દેખાવ ત્રણે એવાં છે કે માણસ હાલતાં ને ચાલતાં બીજાં ફૂલોને તોડીને વેડફે છે એમ વેડફી નાખવા માટે એને ઝટ નહિ તોડે. એમ પોતાની જાતને સસ્તી ન બનાવવાની એની જીવનકલામાં ખુલ્લી સમશેરનું તેજ તો છે જ, પણ એ અધૂરું હોય તેમ એનો છોડ ને ફળ—બન્ને પણ એવાં જ છે. ને એ રીતે આખા છોડનું એકધારું સ્વરૂપનિર્માણ છે—જે ગુલાબ કે જૂઈ કે

ડોલર કે બીજા કોઈનામાં નથી. ધતૂરાના ફૂલની સુગંધ—ઉત્કટ ને ઉગ્ર. તમને તોડીને સૂંઘવાનું મન ન થાય. અને છતાં ચાંદની રાતે એના છોડ પાસે નીકળો તો એક જાતની મોહક ને માદક સુગંધની તૃપ્તિ તમારું અંતર મેળવે. ફૂલને ચાંદની સાથે સંબંધ હોવો જોઈએ. અને એ દૃષ્ટિએ તો ડોલર જેટલો જ વૈભવ ધતૂરાનાં ફૂલ ચાંદની રાતે બતાવે છે. વળી તમે એને તોડીને એની સુગંધ મેળવી ન શકો એ વિશિષ્ટતાથી પણ ધતૂરાનું ફૂલ સર્વોત્તમ ગણાય. કારણ કે એનામાં બીજાં ફૂલોની અસહાયતા નથી. અને છતાં સુગંધ, રૂપ, વિશાળતા—એ સઘળું છે. માનવીના કંઠને શોભાવવા માટે એની દેહ છે જ નહિ. માનવીના ચરણે રગદોળાવા માટે એવાં કનક હોય નહિ; એ તો શંકરને મસ્તકે ચડે કે જન્મ-ભૂમિની માટીમાં મળે. એમ તો બીજાં ઘણાં ફૂલો છે કે જે રૂપમાં-રંગમાં-સુગંધમાં સુંદર લાગે, પણ એ કોઈનામાં આ અસામાન્ય ગુણો ન મળે. 'તમને સુગંધ હું આપું-મારા જીવનક્રમના એક અંશ તરીકે, તમે મને નિર્બળ ધારી તોડી વેડફીને મેળવો એમ નહિ.' . . . . . . .

# [જલબિંદુ] [૨]

Poetry must be as new as foam,
and as old as the rock.

*

Health, southwind, books,
old trees, boat, a friend.

∅ મેં–મેં વળી–ક્યારે તમને એમ કહ્યું હતું કે હું કવિ છું?

હું તો કવિ પણ નથી. અકવિ પણ નથી હું પોતે છું કે નહિ, એની જ જ્યાં મને ખબર નથી, કોઈને જ ખબર નથી કે પોતે છે કે નથી, ત્યાં હું તે વળી કઈ વાડીનો મૂળો કે તમારી પાસે આવીને એમ બોલું કે હું કવિ છું!

તે દિવસે પેલું નાનું ઝરણું, આથમતો સૂર્ય, ચળકતાં પાણી, નાના સુંદર છોડ અને ત્યા ઝૂંપડી પાસે બેઠેલાં વૃદ્ધ મા અને બાળક—એ સઘળામાં એક પ્રકારનું સપ્રમાણ સૌન્દર્ય વસી રહ્યું છે એમ મેં તે દિવસે કહ્યું હતું એ ખરું.

એ ઝૂંપડી અને એ ઝરણું એકબીજાને બહુ જ યોગ્ય રીતે અનુરૂપ હતાં.

—એ ઝૂંપડી પાસે બેઠેલાં—માતા—અને બાળક—બન્ને જાણે એ જ સૃષ્ટિનાં હોય તેમ એ સૃષ્ટિમાં એકરૂપ બની જતાં હતાં.

એ કથન ઉપર તો ઘણા દિવસો વહી ગયા.

—એક દિવસ ફરીને ત્યાં ગયા ત્યારે એ ઝૂંપડી ત્યાં ન હતી. માતા કે બાળક બન્નેમાંથી પણ કોઈ ન હતું. સઘળું નીરવ અને શૂન્ય હતું.

સૃષ્ટિ તો એની એ હતી. અને એવી જ શોભી રહી હતી. પણ પેલી ઝૂંપડી ત્યાં ન હતી. એ અદૃશ્ય થવાથી કાંઈક ખાલી ખાલી લાગ્યા કરતું હતું. ભર્યાં ભર્યાં સૌન્દર્યમાં કાંઈક ઊણપ જણાતી હતી.

મેં ફક્ત એટલું કહ્યું કે માનવતાને લીધે કુદરત વધારે સુંદર લાગે છે–માનવવિહોણી કુદરત પણ અપૂર્ણ છે–અને તમે સૌ બોલી ઊઠ્યાં કે ‘તું કવિ છે–તું કવિ છે!’

હું તો કવિ પણ નથી. અકવિ પણ નથી. મેં તો ફક્ત એટલું કહ્યું હતું કે આ કુદરત એવી ને એવી આંહી વિલસી રહી છે. ફક્ત પેલા માનવનું શું થયું એ આપણને ખબર નથી એમાં જીવનની ભયંકર કરુણતા રહી છે; અને તમે સૌ બોલી ઊઠ્યાં કે ‘તું કવિ છે, તું કવિ છે!’

‘રે ભાઈઓ! મેં વળી ક્યારે કુદરતને જોઈ છે કે તમે મને કવિ કહો છો?

મેં વળી કુદરતને ક્યારે ગાઈ છે કે તમે મને કવિ કહો છો?

હું તો કવિ પણ નથી. અકવિ પણ નથી. હું કાંઈ નથી.

માનવ જોઈને રાચનારો માનવમાત્ર છું!

તમે–તમે પણ અજબ માનવી છો !

મને માનવને કવિ કહો છો ?–જેણે કુદરત ગાઈ નથી, જેણે કુદરત જોઈ નથી—એને ?'

[ ૨ ]

☆ મને તો ઘણી વખત – ઘણી વખત – શાંત ધીમી ઠંડી મધુર રાત્રિમાં જ્યારે મોગરા ગુલાબનો પરિમલ મહેકી રહે છે ત્યારે વિચાર આવે છે કે હું પણ એ પરિમલમાં એક – પરમાણુરૂપે વણાઈ ગયો હોત.

–જ્યારે સ્વચ્છ આકાશમાં રાત્રે તારાઓ, જાણે નૈની સરોવરમાં ઊગતા ફૂલ જેવા શોભી ઊઠે છે, એકાદ નાની આછી વાદળી, ચાંદનીમાં રસળતી હોય છે, ત્યારે અંતરમાં તીવ્ર સંવેદન થાય છે કે અરે ! એ ર સ ળ તી વા દ ળી ના ર ખ ડુ સાથીદાર થવાનું મારા ભાગ્યમાં હોત !

–અથવા શ્રાવણ માસની અંધારઘેરી રાત્રિમાં ધીમી ઝીણી બુંદે વરસાદ પડવો શરૂ થાય છે ત્યારે, રાજદ્વારી પુરુષના અંતઃકરણમાં સૂતેલી મહત્ત્વાકાંક્ષા જાગે તેમ એક મનોભાવ જાગે છે કે, એ અનેક જલબિંદુઓની સાથે મને પણ એક જલબિંદુ થવાનું સ્વપ્ન ફળ્યું હોત !

—પણ એ મનોભાવને અંતે ખબર પડે છે કે જેવું આ જીવનને તેવું વિશ્વક્રમના અણુએ અણુને પોતપોતાનું ધાર્મિક જીવન જીવવાનું છેઃ હરેકનું વ્યક્તિત્વ છેઃ દરેકને સ્વતંત્રતા છેઃ પણ સ્વચ્છન્દતા કોઈને માટે નથી.

જલબિંદુરૂપે રહે કે માનવદેહરૂપે રહે—વિશ્વક્રમમાં પોતાના સ્થાનધર્મ વિનાનું, એકાકી, રખડતું, હેતુવિનાનું એવું એક પણ અણુ નથી.

. . . . . . . .

[૩]

એક વખત તો એ શક્ય બને.

કોઇ ધન્ય વિરલ પળમાં અલકાનગરીની એકાદ લાવણ્યમૂર્તિ જોવાનું મળે.

અને એવી જ બીજી ધન્ય પળમાં સંગેમરમરમાં એની પ્રતિમા સજીવન બને.

અને પછી આ પૃથ્વીપટની હજારો લાવણ્યમૂર્તિઓમાં એ લાવણ્યમૂર્તિ ભળી જાય.

તમે–તમે પણ અજબ માનવી છો !

મને માનવને કવિ કહો છો ?–જેણે કુદરત ગાઈ નથી, જેણે કુદરત જોઈ નથી—એને ?'

[ ૨ ]

☆ મને તો ઘણી વખત–ઘણી વખત–શાંત ધીમી ઠંડી મધુર રાત્રિમાં જ્યારે મોગરા ગુલાબનો પરિમલ મહેકી રહે છે ત્યારે વિચાર આવે છે કે હું પણ એ પરિમલમાં એક–પરમાણુરૂપે વણાઈ ગયો હોત.

–જ્યારે સ્વચ્છ આકાશમાં રાત્રે તારાઓ, જાણે નૈની સરોવરમાં ઊગતા ફૂલ જેવા શોભી ઊઠે છે, એકાદ નાની આછી વાદળી, ચાંદનીમાં રસળતી હોય છે, ત્યારે અંતરમાં તીવ્ર સંવેદન થાય છે કે અરે ! એ ર સ ળ તી વા દ ળી ના ર ખ ડુ સાથીદાર થવાનું મારા ભાગ્યમાં હોત !

–અથવા શ્રાવણ માસની અંધારઘેરી રાત્રિમાં ધીમી ઝીણી બુંદે વરસાદ પડવો શરૂ થાય છે ત્યારે, રાજદ્વારી પુરુષના અંતઃકરણમાં સૂતેલી મહત્ત્વાકાંક્ષા જાગે તેમ એક મનોભાવ જાગે છે કે, એ અનેક જલબિંદુઓની સાથે મને પણ એક જલબિંદુ થવાનું સ્વપ્ન ફળ્યું હોત !

—પણ એ મનોભાવને અંતે ખબર પડે છે કે જેવું આ જીવનને તેવું વિશ્વક્રમના અણુએ અણુને પોતપોતાનું ધાર્મિક જીવન જીવવાનું છેઃ હરેકનું વ્યક્તિત્વ છેઃ દરેકને સ્વતંત્રતા છેઃ પણ સ્વચ્છન્દતા કોઈને માટે નથી.

જલબિંદુરૂપે રહે કે માનવદેહરૂપે રહે—વિશ્વક્રમમાં પોતાના સ્થાનધર્મ વિનાનું, એકાકી, રખડતું, હેતુવિનાનું એવું એક પણ અણુ નથી.

. . . . . . . .

[૩]

એક વખત તો એ શકચ બને.

કોઇ ધન્ય વિરલ પળમાં અલકાનગરીની એકાદ લાવણ્યમૂર્તિ જોવાનું મળે.

અને એવી જ બીજી ધન્ય પળમાં સંગેમરમરમાં એની પ્રતિમા સજીવન બને.

અને પછી આ પૃથ્વીપટની હજારો લાવણ્યમૂર્તિઓમાં એ લાવણ્યમૂર્તિ ભળી જાય.

--અને એનો સરજનારો, નામ વિના, કીર્તિ વિના, કદર વિના, અથડાતો, કુટાતો, પછડાતો, પરાજય પામતો, પૃથ્વીપટની રજકણમાં રજકણ જેવો થઈ ભળી જાય; એને કોઈ ઓળખે નહિ--કોઈ સંભારે નહિ, કોઈ જાણે નહિ, કોઈ શોધે નહિ.

અરે ! જીવનની ગાથામાં માત્ર આ એક જ પાનિયું શકય બને !

આ એક જ પાનિયું--પોતાને મળેલ શકિત પ્રમાણે ઉત્તમ રીતે જીવવાનું; અને પછી લેશ પણ દંશ વિના વીસરાઇ જવાનું શકય બને !

[૪]

☆ આ લડાઇમાં મને પરાજય મળ્યો એમ તમે કહો છો નાં ?

કારણ કે તમને જય--પરાજયની સ્પષ્ટ રેખા સમજાતી નથી.

મારા હાથમાં રહેલી ગર્વની ભસ્મ--જીવનમાં એ કેવું રસાયન છે એની તમને કયાં ખબર છે ?

એટલે જ તમે હારેલી લડાઈને હાર ગણો છો. હું એ હારને જીતનું પ્રથમ પગથિયું ગણું છું.

[૫]

‘ભાઈ! આ તું શું કરે છે? દેવીની ઉપાસના?’

‘જે કલ્યાણમૂર્તિ છે--જે વિશ્વમાતા છે—એના હાથમાં વળી સમશેર હોય?’

‘સમશેર એ દુનિયાની નબળાઈની નિશાની નથી?’

‘સમશેર જગદ્વંદ્ય કલ્યાણરૂપ શક્તિના હાથમાં શોભે?’

જુવાનને શરમાવે એવા એક મુક્તહાસ્યથી એણે દિશાઓ ભરી દીધી; ધીમે રહીને એ વૃદ્ધ પુરુષે જવાબ વાળ્યો: ‘તમારી ભૂલ થાય છે, દોસ્ત! એક જબરી ભૂલ થાય છે.’

'સમશેર એ નબળાઈની નિશાની નથી. સમશેર એ સબળતાની નિશાની પણ નથી. કલ્યાણસ્વરૂપ શક્તિના હાથમાં સમશેર શોભે છે, એનો અર્થ જ એ છે કે સમશેર વાપરવામાં જે સંયમ જોઈએ એ સંયમ જ એને સબળ કે નિર્બળ બનાવે. સંયમ વિનાની સમશેર રાક્ષસોને અને સમશેર વિનાનો સંયમ સાધુઓને શોભે.

જગતમાં અનેક પ્રકારનાં રહસ્યો વસી રહ્યાં છે—એમાં આ એક નવું રહસ્ય પણ નોંધી લે—કે દુર્ગા અને ભવાની—એ એક જ શકિતરૂપનાં બે સ્વરૂપો એવું બતાવે છે કે દુનિયામાં જે સ્થાન ભવ્યને છે તે જ સ્થાન ભયંકરને પણ છે.

—દુનિયાને સાદી સુંદર બનાવવા માટે હરહમેશ ભવ્યતા ભયંકરતાને હણી રહી છે.

[ ૧ ]

☆ 'તમારા માનસમાં પડેલા વિકારને નાહક છંદમાં કાં શણગારો ?

—અથવા તમારા અંતરંગની એકાદબે નિર્બંધ પળોને કાં સંગીતમય બનાવો?

—તમારાં વ્યક્તિગત દુઃખોનાં રુદનમાંથી સાહિત્યકૃતિઓ કાં રચો?

—તમારા જીવનમાં આવેલાં દુઃખ અને વિષાદ, ગ્લાનિ અને આશા, ઉત્સાહ અને પ્રેમ, ઉલ્લાસ અને સંયમ—એ સઘળા જીવનસૂરો જે ચૈતન્યધારા વડે સંગીતમય બનીને જીવનમાં વણાઈ ગયાં છે એ ચૈતન્યધારાની જ પ્રશસ્તિ રચોને.

—એવી અગ્નિમય આપવીતીને સંયમના સંસર્ગથી તેજસ્વરૂપ બનાવોને.

—એવી મહાતેજની મૌન વાણીને જ શબ્દદેહ આપોને.

રે કવિઓ! એવા કોઈ મહાછંદમાં મહાવાતી આપોને—જે માનવમાંથી માનવેન્દ્ર બનાવે, પામર-માંથી પુરુષોત્તમ ઘડે.'

[ ૭ ]

ઓ રે ભિખ્ખુ! તારા જેવો પામર અને દીન--તારા જેવો બળવાન અને તેજસ્વી--બીજો કોણ હોઈ શકે?

--તારામાં આ પરસ્પરવિરોધી ભાવોની ગૂંથણી શકય બની છે, એટલે જ કયારેક તું પામર અને દીન હોય છે; કયારેક તેજસ્વી અને શકિત-શાળી હોય છે.

જોને ભાઇ, પેલો ભિખારી કેટલો કંગાલ લાગે છે. દીનમાં દીન માનવ કરતાં પણ કેટલો વધારે દીન છે. એને ખબર પણ નથી કે એ દીન છે.

એ ટેલ નાખી રહ્યો છે--એનાં પોતાનાં બચ્ચાં પાળવાની અશકિતનું કરુણ રુદન કરી રહ્યો છે.

--અને આ તરફ આ મહાતેજસ્વી ભિખ્ખુ--જેને કાંઈક સ્વીકારવા માટે પ્રાર્થનાઓ થઈ રહી છે!

રે ભિખ્ખુ! તારા જેવો પામર અને દીન—તારા જેવો બળવાન અને તેજસ્વી બીજો કોણ હોઈ શકે?

[ ૮ ]

☆ માનવતાને મહત્તા આપવા માટે આ પ્રયત્ન છે નાં? માનવને મહાન બનાવવાનો આ પ્રયાસ છે નાં? ત્યારે માનવતામાં રાચો, માનવતા નિહાળો.

--માનવતા ખોળો. જનતામાં પ્રસરેલી સામાન્ય માનવતા શોધો.

એ વિના કેવળ મહત્તાની પ્રશંસા ગાવાથી માનવતાનો ઉદ્ધાર થઈ શકે નહિ.

--ભગવાન તથાગત, મહાવીર, શંકર, ક્રાઈસ્ટ --એ અકસ્માતો છે.

એ સાચા સામાન્ય માનવો નથી; માનવેન્દ્રો છે.

એમની જીવનચર્યા આપણને મહાન બનાવે, પણ માનવદોષની ચાવી આપે નહિ.

—માનવદોષ જે વ્યવસ્થામાંથી જન્મ્યો છે—જે રાગદ્વેષથી પોષાયો છે—તેને શોધો.

જે કારણુથી રૂડકી વાઘરણુનું નથુડો સિપાઇ ખૂન કરે છે—જે કારણુથી ભગુભાઈ કાઠી લાકડી મારે છે—તે કારણુમાં રહેલો માનવદોષ નિહાળો.

—સઘળી અવ્યવસ્થા એ કારણુમાંથી જન્મે છે.

એ કારણ સામાન્ય માણુસના મનમાં વસી રહેલો એક જ ગર્વ: 'માલિકપણાનું ભાન!' 'The Idea of Possession!'

સામાન્યો—અને સમ્રાટો—આ એક જ વિચારથી દુનિયાને હતી ન હતી કરવા મથે છે.

એ કારણુનો ઉપાય શોધો.

માનવને મહાન બનાવવાનો સફળ અખતરો એના ઉકેલમાં રહ્યો છે.

[ ૯ ]

જૂના ખોખડધજ કિલ્લાની વજ્ર જેવી ઈંટોમાંથી–જરાતરા દેખાતા માર્ગમાંથી પણ–પેલું વડનું બીજ પોતાનો માર્ગ કરવા મંથન કરી રહ્યું હતું.

તે રાતે આખા દિવસમાં આવેલી એક પણ આફત ઉપર વિચાર કરવાની મને ઇચ્છા જ ન થઈ.

મંથન એ જ જ્યાં ધર્મ રહ્યો ત્યાં વિમાસણ માટે એક પળ પણ બચાવવી શી રીતે ?

આખા દિવસના અનેક અન્યાયો, દિવસ અંધારામાં ફેંકાયો તેમ મેં પણ અંધકારમાં ફેંકી દીધા–હમેશ માટે ભૂલી જવા એક પછી એક આપ-મેળે નાશ થવા.

ત્યારે જ મને ખબર પડી કે અન્યાયો સામેનું બળ અન્યાયોને ફેંકી દેવામાં–ને પોતાને માર્ગે આગળ ધસવામાં જ રહ્યું છે.

ત્યારે જ મને ખબર પડી કે દંશ આપી ન શકે એવા અન્યાયો સ્વયં વિનાશ પામે છે.

[ ૧૦ ]

☆ રે! તમે બન્ને--પુનર્જન્મમાં ન માનનારને પણ પુનર્જન્મમાં માનવાનું મન થાય--એટલી બધી રસિકતા હરપળે જીવનમાં બતાવી રહ્યાં છો!

--મને તો ઘણી વખત પુનર્જન્મ હોય તો માગવાનું મન થાય કે કોઈ મહાઅરણ્યમાં એકાદ વિશાળ વૃક્ષની ડાળ પર જેમ તમે જીવો છો એમ ફરી જીવવાનું મળે -- એક પણ અરસિક પળ વિના.

--હું તમને પૂછું છું -- તમને બન્નેને -- નાનાં પોપટ પંખીને -- કે આટલી અખૂટ રસિકતા તમારા જીવનમાં શી રીતે આવી એ રહસ્ય તો બતાવો!

--કે પછી કુદરતે જેને બુદ્ધિ આપી--એને માટે જીવનમાં રસિકતાની શોધ કરવાની બાકી રાખી--અને જેને રસિકતા આપી એને માટે બુદ્ધિ મેળવવી બાકી રાખી!

—આખા દિવસમાં એક ઘડી એવી નથી કે તમે રસિકતાથી એક બીજાને કાંઈ ને કાંઈ ન કહેતાં હો — એક ઘડી એવી નથી કે જેમાં તમારો પ્રેમ વ્યકત કરતાં તમને થાક લાગતો હોય—એક ઘડી એવી નથી કે જેમાં તમે જીવનનો આનંદ ભૂલી શકતાં હો !

અને છતાં તમારો સહચાર નિત્યનો છે. નિત્યના સહચારે અમારા સમાજમાં તો પ્રેમપંખીને દેશવટો દીધેલો છે. અમારો પ્રેમ—'કેવળ શુદ્ધ પ્રેમની ખાતર વ્યવહાર'—એને તો અમે બુદ્ધિની મશ્કરી માનીએ છીએ. અમે નિત્ય સાથે છીએ—ન રહીએ તો આર્થિક મુશ્કેલી નડે માટે, ન રહીએ તો દુનિયા મશ્કરી કરે માટે, ન રહીએ તો ક્યાં રહીએ માટે.

રે નાજુક પંખીઓ ! તમારી પેઠે ડુંગરમાં ને જંગલમાં, ઝરણમાં ને વૃક્ષોમાં, કુમળાં પાનમાં ને તાજા ઘાસમાં—ફરવાનું હોય, રમવાનું હોય ને આનંદ કરવાનો હોય—એવી અવસ્થા અમારે માટે શકય નથી એમાં કુદરતનો કાંઈ હેતુ છે કે પછી પોતાને શ્રેષ્ઠ માનતી માનવજાત હાથે કરીને એ અવસ્થા અશકય બનાવે છે ?

–નિર્દોષ આનંદ અને પ્રેમ – સાદું મુશ્કેલી વિનાનું શાંતજીવન, એકધારો અટપટો નહિ એવો વ્યવહાર, એ સઘળું અમે હાથે કરીને ખોયું છે. એમાં અમારો પરાજય છે કે, એ ખોયા પછી અને આ નવી રચનામાં એને નામોનિશાનથી નાબૂદ કર્યા પછી, પાછી એની શોધ ચલાવીએ છીએ એમાં અમારો વિજય રહ્યો છે?

તમે તો પ્યારાંઓ! આખો દિવસ બસ કાંઈ ને કાંઇ રસભરેલી વાતો કર્યા જ કરો છો. કાં છટાથી ચાલો છો, કાં આનંદથી ડોલો છો, કાં પ્રેમથી ચંચુનાં ચુંબન કરો છો, કાં નિજાનંદની મસ્તીમાં આંખો મીંચો છો. રે વધુ તો શું—તમારા મૌનમાં પણ તમારી પ્રેમભરી કવિતા તો બોલતી જ હોય છે! અમે કવિઓ, જે પ્રેમને આ પૃથ્વી પરનો નહિ, પણ સૂરલોકનો કલ્પીએ છીએ તે પ્રેમ તમે કયા યુગમાંથી કેવી રીતે કયા પ્રદેશમાંથી લાવ્યાં? કયા રસપ્રદેશની મુસાફરીથી – પૃથ્વીના એવા કયા અણજાણ અનામી પ્રદેશમાંથી તમારી પાંખમાં ને આંખમાં ને અંતરમાં એ ભરી લાવ્યાં?

રે પ્યારાંઓ ! રે પંખીઓ ! રે નાજુક મિત્રો ! અમે તમારી પાસેથી મેળવી શકીએ–થોડીક એ સૌન્દર્યોપાસના મેળવી શકીએ–થોડીક રસસમાધિ મેળવી શકીએ.

જો મે ળ વી શકીએ અથવા ક હો કે કે ળ વી શ કી એ—

[ ૧૧ ]

બપોરના જ્યારે એકાંત હોય છે અને જ્યારે સઘળું શાંત બની વૃક્ષોના એકલા પડછાયા ઊભા રહે છે ત્યારે ઘણી વખત મને દરબાર માધુભાની વાડી સાંભરે છે.

–એકલો–અટૂલો–દૂર દૂર સીમમાં જ્યારે હું ચણીબોર લેવા ચાલ્યો જતો અને જ્યારે થાકથી, તાપથી, ઉકળાટથી બચવા માટે કોઇ જગ્યા શોધતો, ત્યારે એ આખી સીમમાં ભર્યાંભર્યાં વૃક્ષોવાળી માધુભાની વાડી અજબ આકર્ષણથી–અરે ! કેટલીક વખત તો ઇશારાથી–મને બો લા વી લે તી.

બપોરના એકલા, શાંત ઝાડના મૂક પડછાયા ઊભેલા, જ્યારે જ્યારે હું જોઉં છું ત્યારે ત્યારે નાનપણની એ વાડી મને યાદ આવે છે.

—એ વાડીની રચના પણ યાદ રહે તેવી હતી. એનો કૂવો—પહોળા મોંનો ઉપર સુધી છલોછલ પાણીથી ભરેલો, તરવાવાળાને અનેક જગ્યાએ ઊભવા મળે એવી સગવડવાળો, ધૂબકા ખવાય ને ડૂબકીદા રમાય માટે ચારે તરફ સુંદર વૃક્ષોથી વીંટાયેલો અને વળી અખૂટ હતો. કૂવા પાસે જળાશયથી થોડે દૂર—આંબો, ગૂંદી, પીપર, આસોપાલવ, જાંબુડો, આમલી અને વડ—એમ દસેક ઝાડનું જૂથ એકબીજામાં મળીને અને એકબીજાને ભેટીને ઊભું હતું. એ જૂથની વચ્ચેનો ઘાટી છાયાવાળો ચોક—અથવા જવાદો—મેં મોટા મોટા ચમરબંધીના બંગલાઓમાં એવી સુંદર શાંતિ જોઈ નથી—એ ચોક તો ખરેખર કોઈ હરિયાળી ભૂમિનો જાણે જુદો પડી ગયેલો રત્નખંડ હતો. એ વૃક્ષ પર મધુમાલતીની વેલ પણ ક્યાંક ક્યાંક ડોકિયાં કરતી.

—અને જ્યારે ખરે બપોરે--જે વખતે કોઈ હોય પણ નહિ એવે ટાણે--ત્યાં જઈને બેસું ત્યારે એક ઘડીભર તો એમ લાગતું કે ધરતીનો છેડો આ જ હોય--અહીંથી હવે ઊઠવાનું પણ ન હોય ને ક્યાંય જવાનું પણ ન હોય.

—ત્યારપછી તો માધુભાની વાડી ‘ કુછ વિસાતમાં નહિ ’ એવી સુંદર હરિયાળી જમીનો મેં જોઇ છે; માઇલોના માઇલો વનરાજિથી ભરપૂર માર્ગો જોયા છે; ડુંગરા, ટેકરા, હરિયાળાં ખેતર, નાનાં-મોટાં વૃક્ષોનાં ઝુંડ, સુંદર ઝરણાં ને અનુપમ ખીણો નિહાળ્યાં છે—પણ એ સઘળું છતાં માધુભાની વાડી—બીજાં દૃશ્યો માટે નહિ તો પેલા મૂંગા લાંબા પડછાયા માટે મને હજી પણ આકર્ષક લાગે છે.

—કોઈ મીઠી ઠંડી ચાંદની રાત હોય—અને ઘાંટવડ જેવા ગીરના ગામને પાદર શિંગોડા નદીના કિનારા પર બેઠા હોઇએ--સામે કિનારે વૃક્ષો . . . . ચાંદનીમાં પડછાયા પાડતાં હોય – અને તરત આ વાડીના પ ડ છા યા સાંભરે !

–ચાંદની રાતે ફરવા નીકળ્યા હોઇએ, યુકેલિપ્ટસનાં ઉત્તુંગ વૃક્ષો ચાંદનીમાં ચળકતાં હોય—એ વૃક્ષોની રમણીય ઘટા જોઈએ—અને તરત પેલા પ ડ છા યા યાદ આવે !

–માધુભાની વાડીનો એ પડછાયો નિત્યના જીવનમાં વણાઈ ગયો છે.

–મને ઘણી વખત—ઘણી વખત—એમ થાય છે કે એકવાર ફરી ખભે પછેડી નાખી, હાથમાં ડાંગ લઈ, ખરે બપોરે મારાં ઢોરને હાંકતો—એક વખત માધુભાની વાડીનો પડછાયો જોવા જો હું જાઉં ! એ ભાગ્ય જો કોઈ વખત ફળે !

–પણ અરે, હવે કદાચ એ ફળે, ધારો કે મળે, તો જે આનંદ—જે મીઠાશ—જે મજા તે વખતે આવી હતી એ હવે આવે ખરી ?—એટલે જ મને વારંવાર એક પ્રશ્ન થયા કરે છે કે આનંદ દર્શનમાં છે કે દ્રષ્ટામાં છે ?—દ્રષ્ટા ન હોય તો—દર્શન પછી ભલેને એ ખુદ કૈલાસ પર્વતનું મનોરમ દર્શન હોય—પણ દ્રષ્ટા ન હોય તો એ દર્શન પણ કાંઇ આનંદ આપી શકે ખરું ?–અને દર્શનનો આનંદ જો આમ

દ્રષ્ટા પર જ અવલંબિત હોય તો પછી એક બીજો પ્રશ્ન આ થાય છે કે વસ્તુનું કયું સ્વરૂપ સાચું ?–

હતું તે, છે તે, કે નથી તે ?

[ ૧૨ ]

–તમારી આ સામાન્ય બુદ્ધિ વિષે તો મારે કહેવું પણ શું ?

જુઓને મેં કાંઈ કર્યું નથી. જીવનના પડછાયા જેવું એક ચિત્ર રજૂ કર્યું—અને તમે મને જીવન-સંગીતનો જાણનારો નૃત્યકાર કહીને બહુ માન આપ્યું.

હું તો એક રખડુ મુફલીસ મુસાફર છું.

મુસાફરી લાંબી છે. અંત નજરે ચડતો નથી. માટે જરા દિલ બહેલાવવા જ્યાં જે મળે તે જોઉં. સૌન્દર્ય લાગે ત્યાં શોધું. પ્રમાણ હોય ત્યાં થોભું. આંખ ઠરે ત્યાં ઠરું.

જુઓને, તે સાંજે પેલી ભથવારી ખેતરેથી પાછી ફરી રહી હતી.

સીમ આખી લીલીછમ હતી. ગોરજ સોનેરી રંગે રંગાતી હતી. ધણ આવતું હતું. છેટે છેટે સીમમાંથી ગીતો સંભળાતાં હતાં—પેલો રબારી ત્યાં વાંસળી વગાડી રહ્યો હતો.

ભથવારીનું કાપડું--હીરે ગૂંથેલું, આભમાં જડેલું, શરીરના માંસલ અવયવો ઢાંકવા વ્યર્થ પ્રયત્ન કરતું—મને એવી કુદરતમાં અને એ જીવનમાં એનો આખો વેષ એટલો અનુરૂપ લાગ્યો એવો નૈસર્ગિક—એટલો સહજ—જાણે એ સૃષ્ટિનો અંશ હોય એવો—કે મેં મારા ભથવારી પરિધાનમાં એને સાંગોપાંગ ઉતાર્યો!

--અને તમે જીવનની આ નકલ માટે ઘેલા ઘેલા બની મને નૃત્યકાર કહો છો!

અને વધુ આ ખૂબી તો જુઓ.

--તમે પણ કોઈ અજબ માનવીઓ છો.

તે દિવસે હિમાદ્રિની પેલી પગદંડી પાસે એક ગૃહસ્થ ઊભા હતા.

કોટ હતો—પાટલૂન હતું—નેકટાઈ બરાબર હતી. હાથમાં 'સ્ટીક' હતી. આબેહૂબ યુરોપિયન જેવા ઊભા હતા. હિમાદ્રિ સામે ઊભા હતા—અથવા એની સામે હિમાદ્રિ ઊભો હતો.

—અને તમને એ નકલમાં નૃત્ય ન લાગ્યું! અને મારી નકલમાં નૃત્ય લાગ્યું.

વાહ રે! લોકો તમારી સામાન્ય અક્કલ. તમે પણ કોઈ અજબ માનવીઓ છો!

[ ૧૩ ]

☆ તમે આશ્ચર્યમુગ્ધ બનીને મારી તેજરેખા નિહાળી રહ્યા છો કાં?

વિશ્વની અનેક તેજસ્વી વસ્તુઓને મુકાબલે મારી પ્રભા તમને અનોખી જ લાગે છે કેમ? મેં અનેક લાવણ્યમૂર્તિઓને ઘેલી બનાવી છે; અનેક વીરપુરુષોના અંતરમાં અભિલાષ જન્માવ્યો છે; અનેક વૈભવશાળીઓને ઊણપનું ભાન કરાવ્યું છે.

મારી કાયાનું તેજ--ઇન્દ્રધનુ, આકાશ, પૃથ્વી કે જલ ક્યાંયથી ન મળે. કોઇમાં એ ન મળે. મારી તેજરેખા એ મારી જ છે. અને મારી જ રહેવાની છે.

માનવીઓએ અનેક પ્રયત્નો કર્યા છે. હજી કરશે. મારા કરતાં વધારે તેજસ્વી પદાર્થો જન્મ લેશે; પણ મારા તેજની અજબ શાંતમોહિની ક્યાંય મળવાની નથી.

મેં કાયાપલટ કરી છે. અને એ કાયાપલટમાં જ એ મોહિનીનું રહસ્ય રહ્યું છે.

વર્ષોનાં વર્ષો સુધી—અરે સૈકાઓ સુધી—પૃથ્વીના પડ નીચે નામોનિશાનથી ટળી જવા માટે મેં ભીષણ તપ કર્યું છે. . . . . . . . .

હું જાતનો કોલસો—જાત જોઇને સૌ ફેંકી દે. મોં જોઈને મશ્કરી કરે. રંગ જોઇને ધિક્કારે.

કાયાપલટ કરવા—યુગયુગની તપશ્ચર્યા કરી. કોઇએ પિછાન્યો નહિ, કોઇએ ઓળખ્યો નહિ, કોઇએ સ્વીકાર્યો નહિ.

વધારે ને વધારે ઊંડે—પૃથ્વીના અંતરમાંહજી પણ—ઊંડે નામોનિશાનથી ટળી જવાય તો ફિકર નહિ એ સંકલ્પ સાથે, અંધારઘેરી ગુફામાં જાતને દાટી દીધી.

દાટી જ દીધી: કોઈ દેખે નહિ તેમ, કોઈ માને નહિ તેમ, કોઈ ઓળખે નહિ તેમ.

અને પછી સૂતો વા સૂતપુત્રો વા કહેનાર રાજા કર્ણ જેવાએ મહાભારતના યુદ્ધમાં, નર-પુંગવોને શણગારે એવી અજબ રણભૂમિમાં મને મુગટમાં ધારણ કર્યો. બીજા અનેકોએ પણ મને શોધ્યો, સત્કાર્યો, સન્માન્યો. અને હું મહામૂલ્યવાન બની ગયો.

--ત્યારપછી તો વૈભવશાળીઓને મારા વિના ઊણપ ભાસી, અદ્‌ભુત લાવણ્યવતીઓને પણ મારા તેજ વિના જીવન ફિક્કું લાગ્યું, વીરપુરુષોને મારા વિના વેદના જાગી.

--પણ મને નરપુંગવોના સ્પર્શથી જે આનંદ મળ્યો એવો આનંદ બીજે ક્યાંય ન મળ્યો.

એક રીતે એ મારા સમાનધર્મા રજકણ-માંથી એમણે રત્નરજ ઘડી. એમણે કાયાપલટ કરવા મારી પેઠે જ જીવનને દફનાવી દીધું.

એમના સ્પર્શથી મને રોમાંચ પ્રકટે. આનંદ આવે. એમની વીર કથા સાંભળીને—વધારે વીરત્વ કરવાની ઇચ્છા જન્મે.

--અને હવે--આજ મારી કમનશીબી તો જુઓ!

--મારે વેશ્યાઓના કાનમાં લટકવું—નફ્ફટ લંપટ પુરુષોના હાથમાં રમવું--રે 'પ્રેમપંખીડા' ને ઉડાડી મૂકવા મારે જ જવું આવવું. અને ત્રણ ત્રણ બદામની સ્ત્રીઓ વૈભવશાળી દેખાય માટે મારે એમની ડોકે ઝૂલવું--

--અને જેણે શંકર–પાર્વતીનાં સ્નેહરમણ જોયાં છે, એવા મારે, હિમાદ્રિની એકાદ કંદરામાંથી નીકળીને, બજારુ પ્રેમને સંતોષવા, પેલી વીંટીમાં જડાવું!

–અરે! મને પાછો મારી અંધારી ગુફામાં કોઈ જવા દે! મારું જીવન આમ વહી જાય એના કરતાં કોઈ અજાણી કંદરામાં હું પાછો દફનાઈ જાઉં!

હું તો નરપુંગવોને શોધું છું.

મને નરપુંગવો જ ધારે એમ ઇચ્છું છું.

હું બજારુ માણસોમાં રહું--એના કરતાં તો પૃથ્વીના પેટાળમાં પાછો હતો ન હતો બની જાઉં!

[ ૧૪ ]

ઓ રે પ્યારાં ગુલાબી બાળકો! તમારા જીવનની કુમાશ અને સુગંધ માત્ર થોડાં વર્ષો પછી ક્યાં હશે? શું એ તમારાં કુમાશ ને સુગંધ વાસ્તવિક રીતે ન જ હતાં ને કેવળ દેખાતાં હતાં કે પછી સંસારના પવનથી એ ઊડી ગયાં? જો સંસારના પવનથી આવી અમૂલ્ય વસ્તુઓ ઊડી જતી હોય તો તમને સંસારથી અલિપ્ત રાખવાં એ જ સત્ય ગણાવું જોઈએ. પણ તમને સંસારથી અલિપ્ત રાખવાં એ શક્ય નથી અને સંસારમાં વહેતાં મૂકી તમારી જીવનસુગંધ ઉડાડી મૂકવી એ પણ ઇષ્ટ નથી.

--કે પછી આ કોયડામાં જ જીવનની રહસ્ય-કથા રહી છે? જે સુંદર જીવન ગુમાવ્યું એ જ જીવન પ્રયત્નથી પાછું મેળવવું એનું જ નામ જીવન. શું તમારા સુગંધી સ્વભાવની સંતાકૂકડીમાં આ રહસ્ય છુપાયું છે? એ ગમે તેમ હો, પણ ગુલાબી બાળકો! તમે હમેશાં જ આટલાં મધુર, આવાં નિર્દોષ, આવાં સુગંધભરપૂર રહો ને પસાર થતાં વર્ષો તમને જીવનનો અનુભવ આપો, પણ ન સ્વાર્થ આપો કે . . . . ન કટુતા આપો

જે અનુભવથી સ્વાર્થનું ભાન ન જાગે કે કુટુતાનો દંશ ન લાગે–શું એ જ અનુભવમાં જીવનની શુદ્ધિ અને એ શુદ્ધિ વડે જ જીવનમાં કુમાશ ને સુગંધની પુનઃ પ્રાપ્તિ?

–શું આ ચક્રગતિ એ જ જીવનની રહસ્યકથા?

[ ૧૫ ]

☆ **અને એ પૂરું થયું.**

મનોરમ કલ્પનાસૃષ્ટિ જેવી એની સ્તંભાવલિ શોભી રહી.

એમાં એક સ્તંભ ન હતો. એચાર સ્તંભ ન હતા; એક હજાર સ્તંભ હતા.

રતિ અને કામદેવના અમરયુગ્મ જેવી રસિકતા કેટલાક સ્તંભોને શોભાવી રહી હતી. એમાં મદઘેલી સુંદરીઓ હતી. કોઈ દિવસ પોતાના રૂપને જોઈને ન થાકનારી દર્પણકન્યાઓ ઊભી હતી.

અર્જુન અને કૃષ્ણની, શ્રી અને વિજય જેવી, કર્મણ્યતા કેટલાક સ્તંભોને શોભાવી રહી હતી. એમાં એકાકી પરશુરામ હતો. મહાપુરુષોને આહ્વાન કરતો કર્ણ હતો. લવ અને કુશ હતા. ભીલકુમાર એકલવ્ય ઊભો હતો: શ્રદ્ધાની મૂર્તિ જેવો, સામર્થ્યના પ્રતિબિંબ જેવો, પુરુષાતનની પ્રતિમા જેવો.

–અને ભક્તહૃદયની સમર્પણકથા જેવી કેટલીક મૂર્તિઓમાં 'કેવળ એકશરણુ' અને 'તારે ચરણે' જેવી કાવ્યપંક્તિઓ કોતરાઈ રહી હતી.

અને એ પૂરું થયું.

છેલ્લા સ્તમ્ભની નીચે જરાક જ કોતરણી બાકી હતી

એક નાની સરખી તક્તીમાં પોતાનું નામ કોતરવા શિલ્પી મથી રહ્યો હતો.

એક ઘડીભર પોતાની સ્વપ્નસૃષ્ટિ પર નજર ફેરવવા તે થોભ્યો. ઘડીભર થંભ્યો.

જ્યાં નજર કરો ત્યાં નજર ચોટી જાય એટલી સુંદરતા હતી. ઠેરઠેર મૂર્તિઓમાં આલેખાયેલાં કાવ્યો હતાં. સ્થળે સ્થળે રમણીયસ્વપ્ન જેવી માદક મોહિની હતી.

શિલ્પી ઊભો રહી ગયો.

તે ઊભો જ રહ્યો.

'રે! વિજયની છેક છેલ્લી પળ તું નહિ સાચવે-તો તેં શું સાચવ્યું કહેવાશે?' એટલું એ બોલ્યો ન બોલ્યો—પો તા ના અં ત ર માં.

અને એણે પોતાનું ટાંકણું નીચે પડવા દીધું.

પછી નીચે નમ્યો અને ધીમેથી પેલી ખાલી તક્તીમાં એક કમળનું ફૂલ કોતરી કાઢ્યું. કામ પૂરું થયું. એક વખત ચારે તરફ ભરી નજરે જોઈ લીધું--અને પછી એ અદૃશ્ય થઈ ગયો.

હજારો મુસાફરો પૂછે છે એ શિલ્પી કોણ હતો ?--ક્યાંનો હતો ?--એનું નામ શું ?

--અને મંદિરના મૂંગા ઘુમ્મટમાંથી ઉત્તર મળે છે : ' કોઈ નહિ--કોઈ નહિ--ક્યાંયનો નહિ ! એ અનામી—એ અનામી--! '

[ ૨૧ ]

ત્યારે જ મેં જાણ્યું હતું કે કાં એ પુરુષોત્તમ થશે અથવા પાગલ બનશે.

ત્યારે જ મને ખબર હતી કે કાં એ નરોત્તમ થશે અથવા નામોનિશાનથી ટળી જશે.

ત્યારે જ મેં ધાર્યું હતું કે કાં એ એકાકી રખડશે--અથવા એકલો હજારો—લાખોને ઉદ્ધારશે.

પરીક્ષાઓ પતી ગઈ—નિર્માલ્યોમાં ખોટાં મૂલ મૂકતી, સાચી તેજસ્વિતાને નિર્માલ્ય કરી મૂકતી. મેં પૂછ્યું : ' કેમ, હવે તમારું વિજ્ઞાન પૂરું થયું ?

' હવે ?--ક્યાં શોધી કાઢી છે ? '

તે જરાક હસ્યો : 'કોણ? નોકરી કે પ્રિયતમા?'

'નોકરી સ્તો. પ્રિયતમાને શોધવા નીકળે એવું તેજ વળી આજે ક્યાં દીઠું?—પોળમાં રખડતી કોઈ છોકરી એ જ આજના જુવાનની પ્રિયતમા. સરત એટલી કે એ જ્ઞાતિની હોવી જોઈએ. અને અધૂરું અંગ્રેજી ભણેલી હોવી જોઈએ. આજ વખત જ ક્યાં છે-પ્રિયતમાની રાહ જોવાનો કે સૌન્દર્ય માટે જીવનસ્વપ્ન ઘડવાનો!—'

તે જરાક ગંભીર બની ગયો.

'ત્યારે મેં તો શોધી કાઢી છે!'

'કોણ? પ્રિયતમા? હેં-નોકરી પહેલાં એ?'—એનું કુમળું સ્વચ્છ વદન વધારે ગંભીર બન્યું. વધારે તેજસ્વી પણ થયું.

'મને તો બેમાંથી એકેને માટે વખત નથી—નોકરી માટે તેમ જ પ્રિયતમા માટે. મેં તો એક સ્વપ્નપ્રતિમા શોધી છે. દુનિયામાં બે વસ્તુઓનું ઘણી વખત સાથે સાથે રહેતું યુગ્મ તમે જોયું છે?'

'ના.'

'ત્યારે જુઓ-તેજસ્વીમાં તેજસ્વી હીરામાં મહાવિષ ગુપ્ત રહ્યું છે: અમૃત જેવા રેડિયમમાં વિષનાં બિંદુ છુપાયાં છે; તો ફણીધરના હલાહલ ઝેરમાં અમૃતબિંદુઓ કેમ ન હોય?–મને લગની લાગી છે મહાફણીધરોના હલાહલ ઝેરમાંથી અમૃત-બિંદુઓ હાથ કરવાની. મારી સ્વપ્નસૃષ્ટિ—પ્રિયતમાની સૃષ્ટિ---જે ગણો તે ભયંકરમાં ભયંકર સર્પોથી વસેલી દુનિયામાં છે, હું એ વસ્તુ માટે જન્મ્યો છું.

મારા જેવાને નોકરી ન હોય. પ્રિયતમા ન હોય. જાતિજીવન જ ન હોય. મારા જેવાને તો રખડુ જીવન . . . . ને મહાઘોર અરણ્યનાં સંશોધન હોય.'

અને પછી એ બોલ્યો નહિ. પણ એની દૃઢ નિશ્ચયાત્મક આંખો ઘણું બોલી રહી હતી.

આ એકાકી ભયંકર સૃષ્ટિને સ્વયં વરવા જતા, લાવણ્યમયી કન્યાઓના કોમળ હસ્તદંડને છોડી નાગણીઓના વિષમાં રાચતા—જુવાનની પાગલ મનોદશા માટે અંતઃકરણમાં ખેદ થયો: દયા ઊપજી: અવ્યવહારુ પગલાં માટે શોક થયો.

મારી વાત પામી ગયો હોય તેમ તે બોલ્યોઃ 'અને એમાં હું નાસીપાસ થાઉં—તો 'મારા રુદનથી દુનિયાને જગાડવાનો મારો ઇરાદો નથી. હું હતો—ન હતો—થઈ જઈશ પણ દુનિયામાં મારી નબળાઈનાં આંસુ મોકલીને એની કર્મભૂમિને ખરડવાનો મારો લેશ પણ ઇરાદો નથી.'

'એટલું છતાં પણ મને એક જ—માત્ર એક જ વસ્તુ સાલે છે!'

'શી—?'

'તમારી આ એકાકી સફરમાં એકાદ.. લાવણ્યમૂર્તિએ સ્વયંપ્રેરણાથી પ્રેરિત થઈને સાથ પુરાવ્યો હોત.'

'ઓ હો!' અને એ ત્વરાથી ચાલ્યો ગયો.

—ત્યારે જ મેં કહ્યું હતું કે કાં તો એ નરોત્તમ થશે અથવા નામોનિશાનથી ટળી જશે.

—ત્યારે જ મેં ભવિષ્ય ભાખ્યું હતું કે કાં તો એ પુરુષોત્તમ થશે અથવા પાગલ બનશે.

—અને આજે હું આ ફરીને કહું છુંઃ 'દુનિયાની કાયાપલટ કાં પુરુષોત્તમો કરે છે અથવા પાગલો કરે છે. કાં અદ્ભુત સંયમીઓ, અથવા અદ્ભુત પ્રેમીઓ. સામાન્ય માણસો તો સામાન્ય રીતે જીવે છે . . સવારથી સાંજ; સાંજથી સવાર.'

રે! દુનિયાને થોડા વધારે પુરુષોત્તમો મળે—અ થ વા પા ગ લો મ ળે!

[ ૧૭ ]

☆ મને તો તે સાંજનું એ દૃશ્ય નજરમાંથી ખસતું નથી.

ચારે તરફના અંધારાથી વીંટાતાં પેલાં નિર્જન – ભૂરાં ભૂખરાં સુક્કાં ખડકો ધીમે ધીમે વધારે ને વધારે ઝાંખાં બનતાં જતાં હતાં.

આકાશમાં એકલી એકલી ઊભેલી, અંધારપછેડો ઓઢેલ ઓળા જેવી, કેટલીક ટેકરીઓ પોતપોતાનું વ્યક્તિત્વ ગુમાવી અંધારામાં અંધારા સાથે મળી જતી હતી; અને તેથી એમની વધારે ઝાંખી લાગતી ગૂઢ છાયામૂર્તિઓ ભયંકર પણ થતી હતી.

--અને એવી કેવળ સીધી, સુક્કામાં સુક્કી, નીચેની અંધારઘેરી ખીણુ ઉપર નજર કરતા ખડક સમી, એક અક્કડ ટેકરી, આકાશમાં નિરાધાર જેવી ઊભી હતી; બીજી અનેકોથી જુદી પડીને : રણમાં ઊંટ ઊભું હોય તેમ મોં ઊભું કરીને.

એ ટેકરી ઉપર એને જ અનુરૂપ એવું એક ઠૂંઠું ઊભું હતું. પવન સામે માથું મૂકીને લડતું; લિલોતરીની કુમળી મીઠાશ વિનાનું; આકૃતિ મનોરમ લાગે એવી એક પણ રેખા વિનાનું; આંખને ઠારે એવી રંગની લેશ પણ છાંટ વિનાનું.

—એ ઊભું હતું: એકલું, અડગ, અણુનમ.

—અને એવા એ સુક્કા વૃક્ષને લીધે, સુક્કી જમીનને લીધે, પેલી ઊંચી ઊભી કરાડ જેવી ખડક ટેકરીને લીધે---એ દૃશ્ય હમેશને માટે નજરમાં રહી ગયું.

ઘણી વખત કોઈ એકલડોકલ પણ અણુનમ આકૃતિ જોવા મળે છે ત્યારે એ દૃશ્ય યાદ આવે છે.

જીવનમાં જેમને ન્યાય મળવાનું શક્ય જ ન હતું–એટલી જેનામાં કુનેહ ન હતી, અથવા કોઇની મદદ કે પોતાની પ્રતિષ્ઠા ન હતાં એવા અણજાણ પંથના, અનેક મુસાફરો—જેમણે ન્યાય મેળવવા જીવનને હોમ્યું એવા મુસાફરો—મને પેલા અ ણ ન મ અ ડ ગ એ કા કી વૃ ક્ષ જેવા લાગે છે.



એ દૃશ્ય કોઈને મનોરમ ન લાગે એવું પણ બને. છતાં એમાં અર્થ તો છે જ. મને લાગે છે કે ભીષણ પંથના કોઈ ને કોઈ ઉપાસકો દુનિયામાં રહે ત્યાં સુધી તો આવાં ભયાનક ખડકો ભલે અણનમ ઊભાં રહ્યાં, એમને પ્રોત્સાહન આપવા; એમને પંથ બતાવવા. એ પંથના મુસાફરોએ વૈભવ ને વિલાસ ફેંકી દીધા હશે; માતા અને પિતા છોડયાં હશે; બાળબચ્ચાં ને સ્રી તજ્યાં હશે.

--એમને એમના જેવા આ એકાકી ખડકો જે આશ્વાસન આપશે, જે પ્રોત્સાહન આપશે, જે પ્રાણ પાશે તેની પાસે માનવકુળની બતાવેલી સહાનુભૂતિ ‘કુછ બિસાતમાં’ નહિ હોય.

--એમને કોઇ અંધારઘેરી રાતે આવા ખડકનો આશ્રય માતાની હૂંફ જેવો—માદરેવતન જેવો—પ્યારભરેલો લાગશે.

--ભલે કવિઓ ને ચિત્રકારો, એમને મનોરમ લાગતી કાવ્યસૃષ્ટિ ખડી કરે; ભલે કાદમ્બરીનાં સરોવરો ને ઉદ્યાનોનાં મનોરમ વર્ણનો મનરંજન કરે; ભલે કલ્પનાની પાંખ પર ઊડેલ મન કોઈ સુંદર ઝરણાંની શીતળ જલસીકરોમાં નાહ્યાં કરે; મને તો સંસારથી થાકેલા, ન્યાય મેળવવા હરેક પ્રયત્ન કરી ચૂકેલા, જીવનના સર્વરસને તજીને એકાકી લડવા નીકળેલા, કોઈ અણનમ યોદ્ધા માટેનાં યોગ્ય આશ્રયસ્થાન જેવાં, આવાં ભીષણ ખડકો જ ગમે છે !—ભી ષ ણ ખ ડ કો જ ગમે છે !



મને તો એ ખડકોમાં અનેક અર્થ ભરેલા દેખાય છે. હું તો માનું છું કે જ્યાં સુધી આવાં ખડકો છે, અને આવા ખડકોના ઇતિહાસો છે--ત્યાં સુધી છોને કાયદાની કલમો ગમે તેમ બોલતી. અડગ અને મરણિયા એવા થોડાક અણનમ યોદ્ધાઓ

હશે ત્યાં સુધી દીપ જળ્યા જ કરશે. અને એવો દીપ જળતો રાખનારા એક અટલ શ્રદ્ધાથી દોરાય છેઃ કોઈ ને કોઈ દિવસ એકાદ ન સમજાય એવા અકસ્માતથી આ મંદ જેવો જણાતો દીપ આખાં વનનાં વન બાળી મૂકશે.

--એ કા કી ઊ ભે લાં ભી ષ ણ ખ ડ કો ! ભલે તમારું સ્થાન કુદરતમાં નજીવું ગણાતું; છો તમારી પાસે કોઈ મેહફીલમોજ ઉડાવનારા ન ફરકે; પણ તમને જાણનારા જાણે છે કે તમારામાં તો માતાપૃથ્વીની અમૃતસેર ભરી છે. તમે તો જગતમાં જેમને કોઈએ ન સંઘર્યા એવા બહારવટિયાના સાચા દોસ્તો છો. તમે જ, ભી ષ ણ ખ ડ કો! તમે જ એકાકી યુદ્ધના પ્રતીક જેવા દુનિયાને શણગારી રહ્યા છો!

-તમે ગંભીરઘેરી, મૃત્યુની ઠંડી જેવી નજરથી, પેલી ઘોર અંધારભરેલી, હાડચામ થિજાવી નાખે એવી, ભયંકર ખીણમાં, ઊંડું ઊંડું નિહાળી રહ્યાં છો—એ નજરે તો ભીષણ પંથના કૈંક ઉપાસકોને મરણવખતે—છુટ્ટા અટ્ટહાસ્યથી દિશાઓ ગજવતા કરી મૂક્યા છે!

રે ભીષણ ખડકો ! કોઇક દિવસ—કોઈક કવિ તો જરૂર તમારા યશોગાનની ગાથા ગાવાનું શરૂ કરશે; અને રુદ્રગાન વિનાનું જગત અપૂર્ણ છે એવો સંદેશો પોતાની જર્જરિત ખોખડધજ વીણામાંથી આપશે ! . . . . . . . . . . . . . . . . . . . . . . . .

[ ૧૮ ]

અરે ! ઘણી વખત ચાંદની રાતે આકાશમાં તારા ખીલે છે, ત્યારે પેલી પગદંડીઓ–હિમાલયનાં વન–નર્મદાનાં જળ–કાવેરીનો ધોધ–ગીરનાં જંગલ અને એ હિંદી મહાસાગર, એ સઘળાં એકીસાથે યાદ આવે છે. અને સાથે સાથે કોઈ રખડતો મુસાફર નજરે ચડે છે. મને તો એવા એ ક લા મુ સા ફ ર ની એ ક લી મુ સા ફ રી–દુનિયાભરનાં સઘળાં . . આકર્ષણોમાં એ આકર્ષણ અજબ લાગ્યું છે.

—વનરાજિની પરંપરામાં ચાલી જતી લાંબી લાંબી પગદંડીને છેડે, સઘળી દુન્યવી નજરથી દૂર—કોઈ એકાંત પ્રદેશમાં એકાદ સુંદર ઝરણું હોય—એને કાંઠે નાની મનોરમ વાટિકા હોય—એમાં થોડા ફૂલછોડ, નાનાં વૃક્ષો ને રમણીય કુદરતી માંડવા હોય—એવી કોઈ મનોહારી વાટિકામાં એક અજાણ્યા અને અણઓળખીતા માણસ તરીકે શાંત જીવન વ્યતીત થતું હોય. સવારે ઝરણમાં નાવાનું, વાડીમાં થોડું નીંદામણ કરવાનું, ફૂલછોડને પાણી પાવાનું, પાકાં ફળ ને પૂજાનાં ફૂલ ઉતારવાનાં, એક નાના મંદિરમાં શંકરની મૂર્તિ સામે સઘળું ભૂલી જવાનું, હાથની પકવેલી એકાદ બાટી ને બેચાર ફળ ઉપર નભવાનું; મિત્રોમાં થોડાં નાનાં વૃક્ષો, બેચાર સુરીલાં પંખી, એકાદ હરણ, અને થોડીક ચિંતન-શિલાઓ; વૈભવ—આકાશી પવનનો અને નિઃસીમ મેદાનનો, વિલાસ—રસ્તે મળી આવતા એકાદ રડ્યાખડ્યા ફળનો, કલા—આકાશમાં આવતા સાંધ્ય પ્રભાત રંગોની, સાહિત્ય—પરમ શાંતિમાં જન્મતા થોડાક વિચારોનું, અને જીવન—ધમાલ

માત્રથી દૂર ઐકાંતિક; ઉપયોગી નહિ તો અપવિત્ર પણ નહિ, મહત્ત્વાકાંક્ષી નહિ તો પ્રતિષ્ઠિત પાપનું પણ નહિ, લોકસંગ્રહ માટે નહિ તો લોકાશ્રય ઉપર પણ નહિ—મને ઘણી વખત થાય છે કે ભલે તેજસ્વી ન લાગે પણ આવું શાંત જીવન ગાળવાનું કોઈ પણ વખત શક્ય બને—કે ા ઇ પ ણ વ ખ ત શ ક્ય બ ને !



—અને દુનિયા છોડતી વખતે કોઈને મારે માટે કાંઈ કહેવાનું ન હોય—પ્રશસ્તિરૂપે કે ઉપાલંભરૂપે—જન્મના અકસ્માતની પેઠે અત્યંત શાંત રીતે જીવનનો પણ અણજાણ અંત આવે; કોઇ જાણે નહિ, કોઇ સાંભળે નહિ, કોઇ સંભારે નહિ, કોઇને લાગે નહિ, કોઇને ખોટ જણાય નહિ, કોઈને આંસુ આવે નહિ. એક ફૂલછોડ ઉપરથી ખરતા ફૂલની પેઠે તદ્દન કુદરતી રીતે જીવન સમાપ્ત થાય. હળવેથી ગોદમાં લેતા . . . બાળકની પેઠે માતા ધરિત્રી પોતાના ખોળામાં લઈ લે અને કોઈ રડયોખડયો પથ્થર પણ ત્યાં નિશાન બતાવવા માટે ઊભો ન રહે.

–પૃથ્વીનું અપરિમિત સૌન્દર્ય જોવા નીકળેલો એક ભૂલો પડેલો બાળક, જેમ માતાની આંગળીએ વળગીને ઘેર જાય, તેમ એક દિવસ એવી જ લાગણી સાથે ઘેર જવા માટે નીકળવાનું થાય—ભલે આ અંત તેજસ્વી ન હો—મને તો એ અત્યંત—અત્યંત આકર્ષક લાગે છે!

–મને પરમશ્રદ્ધા છે, કે દુનિયામાં કાંઈ ન કરનારા પણ કાંઈક કરે છે. એવા એકાકી મુસાફરીના કોઈ કોઈ રઝ્યાખઝ્યા નરસિંહો ભૂલા પડેલા બાળકને વખતે વખતે પોતાનો પંથ બતાવે છે. મારા એકાકી શાંત જીવનમાં પણ એવો અકસ્માત કોઈ વખત બનો કે ન બનો–એ છતાં એમાં પણ કોઇ વર્ષાઘેરી રાતે એકાદ ભૂલા પડેલા મુસાફરને મદદરૂપ થવાનું સદ્‌ભાગ્ય તો મળશે જ. કોઈ ઘાયલ પંખીને મલમપટો કરવાનું પણ મળશે. ત્રાસથી ભાગેલી કોઈ હરણી પણ એમાં આશ્રયસ્થાન લેવા ચડી આવશે–અને જીવનની અત્યંત મધુરતમ પળોની પેઠે આવા પ્રસંગો હૃદયમાં સચવાઈ રહેશે.



સ્વજનો—સંબંધીઓ—મિત્રો એ સઘળા સંબંધો દુન્યવી પટ ઉપર તો એકાદ રંગની છાયાથી ઘેરાયેલા હોય છે; કેવળ નિર્મળ અને નિરપેક્ષ પ્રેમની ઝાંખી માટે તો મનુષ્યને એકાંત જોઇએ. ત્યાં કોઇ ને કોઈ રૂપે વિશ્વનું પરમસત્ય મળી રહે છે. પછી એ પ્રેમરૂપે મળે--કે એવા ભવ્ય એકાંતના જે થોડાઘણા મુસાફરો છે એમની મદદરૂપે મળે—એ અકસ્માતનો જ વિષય છે. પણ એ ગમે તે રૂપે મળે, જીવનની અંતર્ગત જરૂરિયાતો માટે એ આવશ્યક હોય છે. માણસ નિત્યના વ્યવહારમાં એટલા તો અવાજો કરે છે કે આકાશમાં સુપ્ત રહેલા અવાજો સાંભળવાની એની શક્તિ ગુમ થઇ ગઈ છે, પણ સંભવિત છે, કે એવા ભવ્ય એકાંતવાસમાં, એકાદ અજાણ્યો ધ્વનિ પણ મનુષ્યને આગળ દોરવા માટેનું સામર્થ્ય ધરાવતો હોય.



આ સઘળી નવી શકયતાઓએ તો મને ડુંગરમાળમાં ચાલી જતી લાંબી લાંબી પગદંડીની મુસાફરીનો શોખ જન્મ્યો છે. અને એવા એકાદ

અણજાણ પ્રદેશનું જીવન તેજસ્વી નથી, એટલે જ એ વળી વધારે આકર્ષક લાગે છે. કારણ કે વિજયી અને તેજસ્વી જીવન જે એક વસ્તુને ભાગ્યે જ જાણી શકે છે તે પ્રેમ—એવા એકાંતવાસમાં ધીમે ધીમે પરિપકવ થનારું તત્ત્વ હોય તો ના ન કહેવાય. દુનિયા જે જાણે છે તે પ્રેમ—ઘણા રંગથી રંગાયેલું ડોળું પાણી જ માત્ર છે—અને એટલે જ જેમણે અમરતત્ત્વરૂપે પ્રેમની આરાધના શરૂ કરવાનો વિચાર સરખો પણ કર્યો છે, એમણે દુન્યવી પ્રેમની ભસ્મ ઉપર જ એમની ઇમારત ઊભી કરી છે. એવી ભસ્મ વિના એનું સાચું રૂપ જેમ મળતું નથી, તેમ એના સાચા જન્મ વિના એ બીજાની પાસેથી મેળવી શકાતો નથી. એકાદ મ નો ર મ એ કાં ત વા ટિ કા, મ ને એ પ્રે મ નું પ્ર તી ક લાગે છે. અને એટલે જ આટલી આકર્ષક લાગે છે.

* સિંહના જેવા વીરત્વભરેલા અવાજે એણે જવાબ વાળ્યો: 'તમે મહાન છો એ સાચું, પણ સત્ય તમારા કરતાં પણ વધારે મહાન છે. હું જે માનું છું તે જ કહું છું. ઈશ્વર હોઈ શકે નહિ—હોઈ શકે વિજ્ઞાન. ધર્મ હોઈ શકે નહિ—હોઈ શકે

વ્યવસ્થા. અજ્ઞેયવાદ હોઈ શકે નહિ—હોઈ શકે કલ્પનાની નિર્બળતા.'

એક મીઠું પ્રાસાદિક મધુર સ્મિત કરીને ગુરુએ જવાબ વાળ્યો: 'તારા જેવા શિષ્યને લીધે મને ખરેખર આનંદ થાય છે. જે માણસ કોઈ વાત સ્વીકારી લેવાની ના પાડે છે, એ જ માણસ કોઈક દિવસ વાત શોધી કાઢે છે. તારો રસ્તો સ્પષ્ટ છે.'

અને ત્યાર પછી ગુરુ શિષ્ય કોઈ દિવસ ઈશ્વર ઉપર, ધર્મ ઉપર, અજ્ઞેયવાદ ઉપર વાતચીત કરતા નહિ; એમના વાતચીતના વિષયો અનેક હતા. રાત્રિ–તારા–ફૂલ–વિજ્ઞાન–સત્ય–સૌંદર્ય–અને એવા અનેક વિષયો જેમના વિષે વાતો કરતાં કોઈ થાક્યું નથી. જે વાતોનો વિષય કોઈ દિવસ જૂનો થયો નથી.

પછી સાધુ તો રમતારામની પેઠે–અજ્ઞાત આવેલા અતિથિ પેઠે—ચાલ્યા ગયા. હજારો ને લાખો માણસોના સમૂહમાં અજાણ્યા બનીને પાછા ભળી ગયા. એમનો એ ક્રમ હતો. અચાનક આવવું અને અચાનક જવું.

વર્ષો પછી એક દિવસ પૂર્ણિમા ખીલી હતી. આકાશમાંથી તો જાણે એકલું અમૃત વરસતું હતું. પૃથ્વી અરધી સૌન્દર્યમાં, અરધી કોઈ ગૂઢદર્શનમાં, શોભી રહી હતી. ઝાડનાં પાનની ફૂલગૂંથણી જાણે કે જમીન પર રેશમભરેલ ભરત જેવી દીપી રહી હતી. બગીચાના ફૂલમાંથી મંદ સુગંધ આવતી હતી. ફુવારો ધીમાં જલબિંદુઓ પાડી રહ્યો હતો; ધીમો વહેતો પવન કેટલાક મીઠા રસળતા સ્વર લાવતો હતો.

એ વખતે શિષ્ય બહાર બેઠો બેઠો તારા અને ચાંદની ફૂલ અને જળ નિહાળી રહ્યો હતો.

અચાનક એ જ પરિચિત આકૃતિ—પોતાના ગુરુની—પેલા રમતારામ સાધુની—જોવામાં આવી. લાંબી મુસાફરીમાંથી આવતા હોય તેમ તે આવી રહ્યા હતા. શિષ્યે દોડી નમન કર્યું; ઘણે દહાડે મળ્યાથી આનંદ પ્રકટ કર્યો.

બન્ને બેઠા.

અનેક વાતો ચાલી. જલધિજલના તરંગની, હિમાલયની પગદંડીની, નર્મદાનાં જળની, ગંગામૈયાની, જમનાજીની આરતીની, અનેક વાતો ચાલી. પણ જ્યારે સ્વામીએ પોતે જોયેલ કોઈ સુંદર ઝરણનું વર્ણન શરૂ કર્યું, અને જ્યારે નીરભ્ર આકાશમાં હસી રહેલી ચંદ્રામૃતધારાએ એને સહસ્રગણું વધારે સુંદર બનાવ્યું, ત્યારે જાણે રહી ન શકયો હોય તેમ, શરીરના અંગે અંગને તપાવી રહેલા કોઈ મહાશોકથી પીડાતો હોય તેમ, શિષ્ય રડી પડ્યો. આંસુ સારીને નહિ–ધ્રૂસકા મૂકીને; મૂંગા મૂંગા નહિ—ડૂસકાં ભરી ભરીને.

'મને ન કહેતા–મને ન કહેતા–કોઈ સુંદર સ્થાનની કથા મને ન કહેતા. મારાથી પૃથ્વીની કોઇ શોભા હવે જોવાતી નથી. મને એ ન કહેતા.'

'કેમ ભાઈ, જીવનની આ નવી ફિલસૂફી તને કોણે શિખવાડી?'

'હું અનાથ છું. મેં મારો જીવનસ્તંભ જેવો જુવાન પુત્ર મૃત્યુથી ગુમાવ્યો છે. હું આજે તમને આર્તનાદે એક મહાપ્રશ્ન પૂછું છું:

'હવે એ કોઈ રીતે મળે કે નહિ? ક્યાંય મળે કે નહિ? એ અત્યારે ક્યાં હશે? એ ક્યાંય કોઈ રીતે–ફરી મળે ખરો? સૌન્દર્યની કોઈ પણ કથા મને એનું સ્મરણ તાજું કરાવી દે છે. એ ક્યાં હશે?'

ગુરુએ એના ખભા પર ધીમેથી હાથ મૂક્યો: 'તારો જે પુત્ર ગુમ થયો છે, એને તારા આ પૃથ્વીના સૌન્દર્યના શી ખેવના પડી છે? તું તો ફૂલ જુએ છે; એ તો ફૂલની સુગંધરૂપે આખા વિશ્વમાં રમે છે. તું તો ચંદ્રની અમૃતધારા નિહાળે છે; એ તો એમાં અમૃતકણ જેવો વિલસી રહ્યો છે. તું તો એકાદબે ઝરણાં જુએ છે; એ તો હજારો ઝરણમાં લાખો જલતરંગરૂપે ફરે છે. અને તને આ કલ્પનાની નિર્બળતા લાગતી હોય–'

'મને હવે એવું કાંઈક અજ્ઞેય ને ગૂઢ બતાવો જે આશ્વાસન આપે, જે આરામ આપે, જે આશા આપે–'

'ભાઈ, હવે તને બતાવવાનું નથી. હવે તારા અંતરમાં જે ઊગ્યું છે–એક ગૂઢ અને અજ્ઞેય પ્રેરક

બળનો આશ્રય શોધવાનું—એનું જ નામ અજ્ઞેયવાદ; ધર્મ; ઈશ્વર. એ તને આશ્વાસન આપશે; આશા પણ આપશે.'

શિષ્ય માત્ર મૌન બનીને સાંભળી રહ્યોઃ સાધુ આગળ વધ્યોઃ

'કોઈ પણ પ્રકારનો શોક, માનવને ફરીથી બાળક જેવો, શ્રદ્ધાવાદી–કલ્પનાવાદી–આશાવાદી બનાવે છે. વિષાદમાં એવું પરમ રસાયન છે. જીવનમાં ઊંડામાં ઊંડા પડને માત્ર વિષાદ જ ઉઘાડી શકે. પણ આશા વિનાની એકલી કરુણ ઘટના, માનવહૃદયમાં શોભી શકતી નથી. એ જ બતાવે છે, કે કોઈ અદૃશ્ય સત્તા પરમ સ્નેહથી આ સંકલનાના તાર આમતેમ ચલાવી રહેલ છે!'

'અને મારો બીજો પ્રશ્નઃ 'એ ક્યાં હશે?'

'એ ક્યાં હશે એ જાણવાનો માનવને અધિકાર નથી.' ગુરુએ કહ્યુંઃ 'માત્ર એ ક્યાં નથી, એ જાણવાનો માનવને અધિકાર છે. એ ત્યાં નથી કે જ્યાં કાંઈ નથી.'



એક ઘડી પછી ચંદ્રની તેજધારાં વધુ સુંદર બનીને પૃથ્વી પર પડી રહી હતી; પણ એમાં પૃથ્વી પરનાં હજારો માબાપોનાં બાળકો રમતાં હશે એ કલ્પના માત્રથી શિષ્યનું મોં આનંદથી છવાઇ ગયું હતું !

[ ૨૦ ]

વીરત્વની એ ગાથા સાંભળ્યા પછી તો નાની સરખી મુશ્કેલીની ફરિયાદ કરતાં શરમ લાગે છે; મોટી મુશ્કેલીનો સામનો ન કરતાં શરમ લાગે છે; મુશ્કેલીઓ છે અને મુશ્કેલીઓ નથી એ જ જાણે કે જીવનમંત્ર બની રહે એમ હૈયું હરઘડીએ તલસી રહે છે

એ વીરગાથા આમ હતી.

નદી વિતસ્તાએ વેદના ઘોષ સાંભળ્યા હશે; પણ એણે યાદ રાખેલો રણઘોષ તો આ અજાણ્યા સૈનિકનો જ હશે.

'વાહ ગુરુ કી ફત્તેહ!' એ વીરહાકથી જ્યારે આકાશ ગાજી રહ્યું હતું ત્યારે આખા ગામમાં માત્ર એક જ ઘેર શોકનાં વાદળ ઘૂમી રહ્યાં હતાં.

એ અજાણ્યા શીખ સૈનિકનો, બરાબર વીસ-બાવીસ વર્ષનો, ફૂટતી જુવાનીનો, ઊગતા વીરત્વનો, એકનો એક પુત્ર મૃત્યુશય્યા પર છેલ્લો શ્વાસ લેતો હતો. એ ઘડીમાં એણે દુનિયા તજી દીધી. સગાં-વહાલાં ને કુટુંબી, મિત્રો ને આપ્તજનો, મહાશોકની છાયાથી ઘેરાઈ ગયાં.

–પણ પેલા અજાણ્યા સૈનિકે ધીમેથી પોતાની તલવાર લીધી. એને મ્યાન બહાર કાઢી; પોતાના પ્રિય પુત્રના શબ પાસે ઘૂંટણિયે પડી સંસાર તજતા એના અનાદિ તત્ત્વને નમન કર્યું અને 'વાહ ગુરુ વાહ!' એ વીરઘોષ સાથે પોતાના ઘર પાસેથી નીકળતા જથ્થામાં ભળી ગયો; રણમાં ખપી જવાની ઘેલછાથી નહિ; પોતાનો નાદ 'વાહ ગુરુ વાહ!' એ વીરઘોષમાં ભેળવી દેવાના જીવનબળથી.

એને ખબર હતી, એને ખબર હતી, કે જ્યારે પરમ કરુણાવસ્થાની ઘડી જીવનમાં આવે છે, ત્યારે એમાં ઊંડાં મંથન જગવનારું ગૂઢ રહસ્ય છુપાયેલું હોય છે; એટલે જ એ પોતાના પુત્રના શબને છેલ્લું નમન કરીને ચાલી નીકળ્યો. એનો અવાજ સૌના કરતાં જુદો જ તરી આવતો હતો: 'વાહ ગુરુ કી ફત્તેહ!'

અને ગુરુએ જ્યારે એ જાણ્યું—અને મૃદુ શબ્દોમાં ઠપકો આપ્યો—પુત્રનું શબ ઘેર મૂકીને ચાલી નીકળવા માટે—ત્યારે એણે એટલો જ જવાબ દીધો: 'જેનો હતો એના હાથમાં સોંપી દીધો—એની આંગળીએ વળગાડી દીધો—પછી કઈ ચિંતા માટે એક ઘડી પણ થોભું? વાહ ગુરુ કી ફત્તેહ!'

આખી સેનાના કંઠમાંથી એક અવાજ નીકળ્યો! 'વાહ ગુરુ કી ફત્તેહ!'

[ ૨૧ ]

☆ રે ! આ સાધારણ–સામાન્ય જીવન—ઘણી વખત, ઘણી વખત, એ ઉખેડીને ફેંકી દેવાનું મન થાય છે.

આમ જ હોય—જીવવું શ્વાસ લેવા માટે, કે સરઅવસરે ખર્ચ કરવા માટે, બોલવું—હરવુંફરવું પ્રતિષ્ઠા માટે—કોઈ મહા કાલોદધિમાં પળપળ વહી જતા જીવનનો જો આ જ ઉપયોગ હોય–અને એ ઉપયોગ જ વ્યવહાર, દુનિયા, જીવન એવા નામથી ઓળખાતો હોય તો તો આ જીવનને, વડ ઉપરથી પોપટ ટેટો ઉખેડે એમ ઉખેડીને ફેંકી દેવાનું મન થાય છે.

આવું જ જીવન હોય તો તો જીવનભરની રમ્મત શી ખોટી ?

આ મશ્કરી જ જીવન હોય તો તો જીવનભરની નિદ્રા પણ શી ખોટી ?

અરે ! આના કરતાં તો નદીકાંઠે ને દરિયા-કિનારે, ડુંગરા ઉપર ને વગડામાં, ખેતરોમાં ને ટેકરીઓમાં, રખડપટ્ટી કરવી હજાર દરજ્જે સારી.

જો સામાન્ય સંસારની આ પ્રણાલિકાથી કાં પ્રતિષ્ઠિત ઠગારા અથવા લેભાગુ ભિખારા જ થવાનું હોય—તો તો દુનિયા એ પણ ગાંડાની જ હૉસ્પિટલ છે—ને એણે પોતાની મશ્કરી કરવા માટે જ બીજી અનેક હૉસ્પિટલો ઊભી કરી છે.

પણ પેલા હરિયાળા ડુંગર ઉપર એક સાંજે આવી-આવી ને ગઈ હતી એવી પળ આજે મને સાંભરે છે.

દૂરદૂરના રમણીય પ્રદેશો ઉપર સંધ્યાનાં તેજ પડી રહ્યાં હતાં. થોડે છેટે વનવગડા ઉપર આથ-મતી સાંજનાં આછાં અંધારાં ઢળતાં હતાં; તળાટી પરના કોઇ ગામડામાં શંખનો ધ્વનિ થઈ રહ્યો હતો. પાસેના ડુંગર પર મંદિરની ઝાલર વાગતી સંભળાતી હતી;–શાંત–પરમ શાંત સંધ્યામાં–જાણે કોઈ નિગૂઢ સંદેશ લાવતા હોય તેવા રડ્યાખડ્યા આવતા આ શબ્દો ચિત્તને વધારે ને વધારે શાંત બનાવતા હતા.

અને એવી એકાદ ક્ષણમાં સ્વયં સ્ફૂર્યો હોય તેમ—જાણે ગગનમાંથી આવી પડયો હોય તેમ—એક વિચાર આવ્યોઃ ‘ જીવન ક્ષણિક હશે–પણ એની હરેક ક્ષણ અનંતતાની સાથે જડેલી છે–અને તેથી એ પણ અનંત છે. ’

‘ એટલા માટે જે ક્ષણમાં સાચું જીવન જીવે છે તે અનંતમાં પણ સાચું જ જીવે છે. ’

‘ આ પૃથ્વી ઉપર આ સ્વરૂપમાં ફરી આવવાનું નથી—અને જે રીતે જે મળે છે તે જ રીતે તે ફરી મળવાનું નથી. માટે, એક ક્ષણની પણ, રેડિયમના એક અણુની માફક, બહુમૂલ્ય ગણીને જે હેતુ-પૂર્વક યોજના કરે છે, તે રસપૂર્ણ જીવન ગાળી શકે છે. ’

જીવનની આ મર્મકથા જાણનારને કોઈ પણ જાતની અતૃપ્તિ નથી; સાધનોની ખોટ નથી; વૈભવનો મોહ નથી; જ્યાં પળપળ–એ જ રત્નની રજ છે ત્યાં પોતાના જીવનની અંતરંગ શક્તિ જ

મનુષ્યને સત્યદર્શન કરાવી શકે છે. જેમ એને એક પળ નકામી ખોવી નથી, તેમ એને એકે પળની ઉતાવળ પણ નથી. એવાને મન જીવન રસભર—હેતુપૂર્ણ—આનંદમય—અને અનંત છે.

[ ૨૨ ]

એનો એક પણ શબ્દ સમજાતો નથી; વળી આટલે દૂરથી તો શબ્દો પણ અવાજ જેવા જ લાગે છે. છતાં સાચી માનવતામાં જે એક પ્રકારનું ગૂઢ બળ રહ્યું છે એને આધારે કલ્પના કરીએ તો લાગે કે એ આનંદ કરી રહ્યા છે—પણ એમાં ઘેરો શોક, વેદના, વિરહ, વ્યથા અને આંસુ છલોછલ ભર્યાં હશે !

સાબરમતીના સામે કાંઠેથી, ચાંદનીમાં ચળાઈ ચળાઇને એ શબ્દો આવે છે. રજનીને ખીલેલી જોઇને એમને પોતાની ડુંગરમાળા સાંભરી છે. માણસ જ્યારે નિઃસ્વાર્થ ભાવથી સૌન્દર્યની જરાક પણ ઝાંખી કરે છે, ત્યારે એના હૃદયમાં એક અકથ્ય ભાવ જન્મ્યા વિના રહી શકતો નથી. આજ એ

કાબૂલી પઠાણોનું સમૂહગીત રજની જોઈને જન્મ્યું છે. એમાં એના ડુંગરાનાં વર્ણન હશે; નદીઓની શોભા કહી હશે; એમના ઘરની વાતો હશે; પ્રિયતમાની વિરહકથા હશે, બાલબચ્ચાંની વેદના હશે.

એવી જ રીતે, આ મારી જન્મભૂમિના રહેવાશીઓ—આફ્રિકાનાં મેદાનમાં—નર્મદાનો તટ ને વિંધ્યાટવી, આબુની ડુંગરમાળા ને ગિરનાં જંગલ, મહીનાં કોતર ને વાત્રકના ધૂના, શીંગવડોની કરાળ કરાડો ને ગિરનારનો એકાકી ભૈરવ ખડક સંભારતા હશે; રજનીને ખીલેલી જોઇ ગુજરાતણોએ આ જ રીતે પોતાના ગરબા શરૂ કર્યા હશે!

એટલે જ હું તમને કહું છું કવિજનો! કે એવી કવિતાની વાણીમાં આપણા ગુજરાતની સૌન્દર્યભૂમિ વર્ણવો કે આફ્રિકામાં, બર્મામાં, મદ્રાસમાં કે એબિસિનિયામાં—ગુજરાતી અને ગુજરાતણ ગમે ત્યાં હોય એ પોતાનો નર્મદાકાંઠો સંભારે, તાપીકિનારો સંભારે, અરબ્બી સમુદ્રની છોળો સંભારે—પોતાની ભૂમિ સંભારે અને હરઘડીએ વધારે ને વધારે ગુજરાતી બને.

એના અંતરમાં—એ ગમે ત્યાં હોય પણ—ગુજરાતી ભાષાનું ગૌરવ જાગતું રહે. એના અંતરમાં—એ ગમે ત્યાં હોય પણ—લજ્જારામનું 'અભિમન્યુયુદ્ધ' ગુંજતું હોય, નરસિંહનું વૈષ્ણવજન સંભળાતું હોય; 'મારા કેસરભીના'ની તમન્ના હોય; 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી'–એ જ એનો રસ હોય; 'શંખનાદ સંભળાયે'નો નાદ હોય.

એટલે જ હું કહું છું કવિજનો! તમારી આંતર વેદનાને અંદર સમાવી દો. હજારો માણસો જે વેદનાને ગાવા માટે તરફડી રહ્યાં છે તે વેદનાનાં ગીત શરૂ કરો.

એમની પાસે ભાષા નથી. એમને બોલતા આવડતું નથી. તમે બોલો–એટલે એ બધા ઝીલી લેશે.

એમનું હૃદય બોલે છે, પણ જીભ ઝીલતી નથી. એમનું હૃદય એમની વતી તમે બોલો. દેશ દેશ પડઘા પડે એવું એક ગીત આપો, એવું એક ગીત આપો, કે જે નવું ગુજરાત સરજાવે;

લોહીનિગળતી અસમાનતાને દફનાવવા માટેની ઘેલછાને વધારે ઝનૂની રૂપ આપીને નહિ, પણ હરેક માનવમાં રહેલ એક સુપ્ત સહાનુભૂતિનો સ્વર જાગ્રત કરીને. એ મૂર્છિત સ્વરને તમે જગાડો, અને નવું ગુજરાત જન્મ લેશે.

[ ૨૩ ]

☆ 'પણ એવા નિર્જન એકાંત પ્રદેશમાં મદદ તો કોની મળી શકે ? રસ્તો કોણ બતાવે ?' એમ તમે કહ્યું નાં ! એનો ઉત્તર આ રહ્યો.

એના મોં ઉપર સ્મિત ફરક્યું. એણે ધીમે મધુર અવાજે જવાબ વાળ્યોઃ 'જ્યારે હું એવા રણપ્રદેશમાં કોઈની મદદ વિના, નદીનાં મૂળ શોધવા જેવી મામૂલી જણાતી બાબત માટે એકલો નીકળી પડ્યો ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે વિશ્વમાં કોઈ પણ પ્રયત્ન મામૂલી રહી શકતો નથી. પ્રયત્નમાં આગળ વધતાં જ મનુષ્યને નવું માર્ગ-દર્શન મળે છે.

'એવા ઘોર રેતીના સાગરમાં જ્યાં કોઇનો પગરવ, પક્ષીનો જરા જેટલો અવાજ, કે પવનથી ખખડતું પાંદડું પણ માણસને આશ્વાસનરૂપ બની શકે, ત્યાં દિવસે રેતી–અને રાતે તારા એ વિના બીજું કોઈ મારા માટે માર્ગદર્શક ન હતું.

'પણ જેમ જેમ રસ્તો કાપ્યો, તેમતેમ મારા અંતરમાં થતો ફેરફાર મેં જોયો.

'એક જાતની નિર્ભયતા હૃદયમાં જન્મ લેતી હતી. એક જાતની શ્રદ્ધા હૃદયમાં આવતી હતી. એક જાતની પ્રયત્નને પ્રયત્નની ખાતર જ વધાવી લેવાની તમન્ના પ્રકટતી હતી.

'અને આગળ જતાં, મારી પહેલાં એ રસ્તે ગયેલા કોઇ નિર્ભાગી મુસાફરનાં થોડાંક રખડતાં હાડકાં મને પગદંડીરૂપે જડવા લાગ્યાં, ત્યારે અંતરમાં ભયનો સંચાર થવાને બદલે ઊંડું આશ્વાસન મળ્યું કે આવી જ રીતે આટલે દૂર, છેવટે મારાં રસળતાં હાડકાં ભવિષ્યના કોઈ ને કોઈ પંથીને રસ્તો બતાવવામાં કામ આવશે.

'તેમ જ મને અંતરમાં એક એવી તો અજબ શ્રદ્ધા બેસી ગઈ કે જ્યારે મનુષ્યનો પ્રયત્ન સાચો હોય–ત્યારે તુચ્છ જેવી લાગતી વસ્તુઓ એના માર્ગને કોઈ ને કોઈ રીતે સરળ બનાવે છે.

'માણસ એકલો અસહાય કે નિરાધાર નથી. એની આસપાસ હજારો વસ્તુઓ છે. લાખો પરમાણુઓ છે. એમાંથી કોઈ ને કોઈ, એક અથવા બીજે રસ્તે એને માર્ગદર્શન કરાવે છે જ.'

'. . Thou water, o thou whispering wanderer,
What message dost thou bring?'

## ૧. રાજાનો પ્રાસાદ

એવી સુંદર જગ્યા જોઈને કાશ્મીરના નૃપતિ ચંદ્રાપીડને ત્યાં એક મનોરમ ઉદ્યાન કરવાનું મન થઈ આવ્યું.

તેણે આજ્ઞા કરીઃ 'જાઓ! પરિચારકો! નગર બહાર પેલા રમણીય તળાવની પાસે મનોરમ વાટિકા બનાવવાની છે. શિલ્પીઓને અને માળીઓને બોલાવી લાવો. આગામી વસંતઋતુનો કુસુમોત્સવ ત્યાં જ ઊજવવાની તૈયારી કરો. લોકોને માટે એ સ્થળ આનંદજનક થઈ પડશે!'

સઘળી તૈયારી થઈ ચૂકી. શિલ્પશાસ્ત્રના નિયમ પ્રમાણે રેખાએ રેખા શિલ્પીઓએ દોરી મૂકી. મનતરંગ જેવાં પારિજાતનાં વૃક્ષોથી ઉદ્યાનને

શણગારવાનું નક્કી થયું. કાશ્મીરી કેસરવૃક્ષોની પદાવલિ ઠેરઠેર શોભી ઊઠે એવી સુંદર રચના થઇ ગઇ.

પણ જ્યાં ઉદ્યાનનો શૃંગારમંડપ કરવાનું નક્કી કર્યું હતું, ત્યાં જ એક ચાંડાલની ઝૂંપડી હતી. એક દીન વૃદ્ધ કંગાલ ચાંડાલ ત્યાં પડ્યો રહેતો.

તેને સૌએ કહ્યું: 'રે ભિખારી! ચાંડાલ! આ જમીનમાં, રાજાનો હુકમ છે, ઉદ્યાન બનાવવાનો, માટે તું દૂર થા. તારાં લઘરવઘર ચીંથરાં ભેગાં કરી ન દેખાય તેવી જગ્યાએ ચાલ્યો જા.'

ચાંડાલ કાંઈ બોલ્યો નહિ. પણ બીજે દિવસે તે ત્યાં જ બેઠો હતો. અને બેઠો બેઠો પોતાનું જીર્ણ વસ્ત્ર સમારી રહ્યો હતો.

ફરી વાર સૈનિકો આવ્યા: 'જાય છે કે નહિ?–કે ધક્કા ખાવા છે?'

ચાંડાલે દૃઢ ઉત્તર વાળ્યો: 'તમે મારી ઝૂંપડી મારે હાથે વીંખાવી નહિ શકો.'

'ત્યારે? શું અમે તારી ચાંડાલની ઝૂંપડીને ફેંદીશું?'

'તમારે ઝૂંપડી ઉઠાવતાં પહેલાં તો મારું મુડદું ઉઠાવવું પડશે. હું આંહીથી નહિ ખસું!'

ચંદ્રાપીડ પાસે ફરિયાદ આવી. રાજાએ પૂછ્યું: 'પણ એને વાંધો શો છે? એની જમીન કરતાં ત્રણ-ગણી જમીન આપો—પૈસા આપો—પછી કેમ ન માને?'

પરિચારકો વળી દોડ્યા: 'લે, રાજાએ કહ્યું છે: ત્રણગણી જમીન લે, જોઈએ એટલા પૈસા લે. પછી શો વાંધો છે?'

ચાંડાલે વધારે દૃઢતાથી માત્ર માથું ધુણાવ્યું. અને પોતાના કામમાં લાગી ગયો.

'જાત!—માર પડશે એટલે જ માનશે—' પોતાની જાત બતાવતા સૈનિકો ચાલ્યા ગયા.





૧૦

બીજે દિવસે મહારાજા ચંદ્રાપીડ પોતે ત્યાં આવ્યો. ચાંડાલ પોતાના એકના એક જીર્ણ વસ્ત્રને શણગારી રહ્યો હતો—એટલે—થોડાં જુદાંજુદાં ચીથરાં લગાવી રહ્યો હતો.

મહારાજાએ કહ્યું: 'રે ભાઈ ચાંડાલ! આંહી લોક માટે ઉદ્યાન થાય છે. એમાં તારી ઝૂંપડી આપવામાં તને શો વાંધો છે?—જોઈએ તો ત્રણ-ગણી જમીન લઈ લે.'

વૃદ્ધ ચાંડાલે ઊભા થઈને હાથ જોડી રાજાને નમન કર્યું. 'મહારાજા!—તમારો મહેલ છે એ જગ્યા મને ઝૂંપડી બનાવવા માટે આપશો?—આપ આ જમીન વાપરો!'

'એવી ઘેલી વાત—નાખી દેવા જેવી શું કરે છે? મહેલમાં કેટલી પેઢી થઇ ગઈ, અને તારી ઝૂંપડી માટે મહેલ પાડું!'

'મહારાજ! આપને મન આ ઝૂંપડી છે, પણ મારે મન તો એ મહેલ જ છે. મારા બાપદાદા આંહીં જ રહી ગયા હતા, એનું મૂલ્ય જ ન હોય.

'મેં એમ સાંભળ્યું છે કે ધરતી એ માતા જેવી પવિત્ર છે. કેવળ રાજદંડના ભયથી કે મરણના ભયથી, જે માતાની અમૃતસેર વિસારીને એને તજી દે છે, એ માણસ રૌરવ નરકનો અધિકારી બને છે. મારી આ કંગાલ જેવી દેહ સમર્પણ કરવાથી જો મારી યશસ્વી જીવનભાવના અખંડિત રહેતી હોય તો મને દેહનો લેશ પણ મોહ નથી કે એના નાશનો શોક નથી. મેં તો એમ માન્યું હતું કે આપ જેવા અધિકારીઓ જેમ અધિકારે તેમ સમજણે અને સંસ્કારે ઘણી ઉચ્ચ મનોભાવના રાખતા હશો. એ ઉપર આધાર રાખીને આપની કાંઈક મંદ પડેલી સ્મૃતિને જગાડવાનો પ્રયત્ન કર્યો હતો. પણ રાજદંડનો ભય કે મોટી લાલચ કોઈ મને ભ્રષ્ટ ન કરે: એટલે તો મારે સ્પષ્ટપણે કહેવું જોઈએ કે ભલે તમારે મન મારી ઝૂંપડી હોય, પણ મારે મન મને બાળપણથી રમાડનાર વહાલસોઈ માતા છે. મોહથી વ્યગ્ર બનીને એને છોડીશ નહિ. દેહ આજ પડે કે કાલે પડે એની મને ચિંતા નથી. મારી માતાને ખોળે પડશે એ ધર્મલાભ મારે મન થશે છે.'

રાજા અને અધિકારીઓ ચાંડાલની વીરવાણી સાંભળી રહ્યા. પોતે આ વસ્તુસ્થિતિ પહેલેથી જોઈ શક્યો નહિ તેથી–રાજા ચંદ્રાપીડ ગ્લાનિ પામ્યો. ચાંડાલ એ કળી ગયો.

'પણ એક રસ્તો છે. મહારાજ!'

'શો?'

'આપના જેવા સંયમી રાજાઓ તો પહેલેથી એ જ ગ્રહણ કરતા આવ્યા છે.'

'શો?'

'મેં સાંભળ્યું છે કે જૂના વખતમાં આવી સાર્વજનિક વસ્તુ તૈયાર કરવી હોય ત્યારે મહાજન સાથે રાજાઓ, એના માલિક પાસે, એને માટે માગણી કરવા જતા.'

રાજાની આંખ ઊઘડી ગઈ. ચાંડાલની વાત સાચી લાગી. એ વખતે તો તે ગુપચુપ ચાલી નીકળ્યો.



બીજે દિવસે રાજા ચંદ્રાપીડ ને મુખ્ય મુખ્ય નાગરિકો, ચાંડાલ પાસે એ જમીન માગી રહ્યા હતા!

–અને ધોળા નિમાળામાં શોભતો પેલો વૃદ્ધ ચાંડાલ પોતાનું એકનું એક જીર્ણવસ્ત્ર લઈને સૌને નમન કરતો ત્યાંથી ચાલી નીકળ્યો!

## ૨. ગુરુ બંદાનો સૈનિક

તે દિવસની દિલ્હી નગરીનો દેખાવ જુદો જ હતો. રાજમહેલના રસ્તાની બન્ને બાજુએ માણસોની ઠઠ જામી ગઈ હતી. આઠ આઠ મહિના સુધી, થોડાક સાધન ઉપર ને મુઠ્ઠી અનાજ ઉપર, રહીને બાદશાહી ફોજના ત્રીસ હજાર માણસોને જેમણે હંફાવ્યા હતા એવા લોહરસ પીધેલા ગુરુ બંદાના શીખ સૈનિકો આજે બંદીવાન બનીને આવતા હતા.

લોહીનીગળતાં સેંકડો માથાં ભાલા ઉપર લટકાવીને ચાલતા મુગલ સૈનિકો પહેલાં દેખાયા. તેમની પાછળ એક હાથી ઉપર, લોહપિંજરમાં બેઠેલ ગુરુ બંદાનો કોઈ પણ ભયથી પર એવો વીરદેહ દેખાયો. તેણે પહેરેલા લાંબા જામા ઉપર ઠેરઠેર દાડમનાં સુંદર ફૂલની ભાત ખીલી રહી

હતી; માથા ઉપર હૃદયના રંગથી રંગ્યો હોય એવો લાલ પાઘ શોભી રહ્યો હતો. તેની પાછળ ખુલ્લી તલવારે એક અમલદાર ઊભો હતો.

અને પછવાડે સાતસો ચાલીસ બંદીવાન શીખ સૈનિકો હતા. એક પણ ચહેરા પર ઉદાસીનતા નથી. પરિણામનો પશ્ચાત્તાપ નથી. મરણનો ભય નથી.

કુમળી વયનાં બાળકો અને માતાઓ—કોઈ કોઈની આંખમાંથી આંસુ ખર્યાં હશે; કેટલાકે ટીખળ કર્યું હશે; ઘણાએ 'આ તારા કામનું ફળ' એમ કહીને મશ્કરી કરી હશે; પણ બંદીવાનોમાંથી એક પણ ચહેરા પર કોઈ પણ જાતની લાગણીનું નામોનિશાન નથી. બધા કંઠમાંથી એક જ અવાજ આવી રહ્યો છેઃ 'અલખ નિરંજન!'



ચબૂતરા ઉપર દરરોજ એક એક સોનાં માથાં ધડથી જુદાં પડે છે. અભય બનેલો એકે એક સૈનિક હસતે મોંએ પોતાના જલ્લાદને 'ઓ મુક્ત!' એમ બોલીને, 'પહેલો હું, પહેલો હું' એમ કહેતો આગળ આવે છે. વીરત્વની આ વાણીના પડઘા

દિલ્હી નગરીના કોટ–કાંગરા ઉપર થઈને દૂર દૂર પંજાબનાં મેદાનો ઉપર પથરાઈ જાય છે.

એવે સમયે, થાકથી, ભૂખથી, તાપથી, દુઃખથી, અંતરમાં ભરેલી મહાવેદનાથી, કેવળ આશાતંતુ ઉપર લટકતા હાડપિંજર જેવી, એક સ્ત્રીએ દિલ્હીમાં પ્રવેશ કર્યો. બાદશાહ ફરૂખશીરને મળવા—અને પોતાના એકના એક જુવાન પુત્રને બચાવવા તેણે મહાપ્રયાસ કર્યો. સૈયદ અબદુલ્લાખાન—વજીરને, તેના દીવાન રતનચંદની મારફત, રાતદિવસ ખડે પગે ઊભા રહીને અરજ ઉપર અરજ કરી; આંસુથી પૃથ્વીને પલાળી દીધી. શબ્દોથી દિલને પલાળી દીધાં. પોતાનો જુવાન પુત્ર પાછો મેળવવા તેણે આકાશપાતાળ એક કર્યાં.

‘ મારો દીકરો—એકનો એક છે, ભોળો છે—એ તો લડાઈમાં હતો જ નહિ. પકડાઈ ગયો શીખોને હાથે—એટલે જ આંહી આવ્યો છે. એ ગુરુનો સૈનિક હતો જ નહિ. મારો દીકરો એકનો એક છે—એને છોડો—એને છોડો ! પાછો મને સોંપો. હું એને મારા ખેતરમાં લઈ જઈશ. ત્યાં ઝાડની છાયા નીચે અમે માદીકરો ખાટલા ઉપર બેસીને

કટકબટક રોટલો ખાશું–મારો દીકરો મને સોંપો. હું એને સાચવીને લઈ જઇશ !'

સૈયદ અબદુલ્લાખાન વજીરનું અંતર પીગળ્યું. એણે બાદશાહને વિનંતી કરી, માફીપત્ર મેળવી વૃદ્ધ સ્ત્રીને આપ્યું.



વૃદ્ધ માતા બાદશાહી માફીપત્ર લઈને એક અમલદાર સાથે ચબૂતરામાં પહોંચી, સો માણસોની કતાર લાગી ગઇ હતી–અને આટલે દૂરથી એનું માતૃહૃદય જેની રાતદિવસ ઝંખના કરી રહ્યું હતું, એ એનો જુવાન પુત્ર, દૂધભરેલ હોઠવાળો, કુંવર કનૈયા જેવો, સહેજ શ્યામળો, નખશીખ રૂપરૂપથી ભરેલો, ઊભો હતો—બરાબર તલવારની પાસે. એનો જ વારો હતો . . . . કોટવાળે વૃદ્ધ સ્ત્રીના ધ્રૂજતા હાથમાંથી બાદશાહી ફરમાન લીધું અને વાંચ્યું. વૃદ્ધ સ્ત્રી સામે જોયું. પણ એની આંખમાંથી શ્રાવણભાદરવાનાં નીર વહી રહ્યાં હતાં.

એણે ધીમેથી પેલા જુવાનને બોલાવ્યોઃ ' આ તારી માતા. જા તને બાદશાહી માફી મળી

છે. તારી માએ અરજ કરી છે કે એ તો શીખ સૈન્યમાં પકડાઇ ગયો હતો. ગુરુ સાથે લડાઈમાં હતો જ નહિ.'

અને કોઇ એકાકી વજ્રખડક ઉપર વીજળી પડે એવા રુદ્રસ્વરૂપે પેલા જુવાન સૈનિકે જવાબ વાળ્યોઃ 'મા કોને છે?—મારી માતા તો એક જ છે—અને તે આ ધરતી!'

'ત્યારે તું પણ ગુરુદાસપુરમાં લડાઈમાં હતો?' સૈનિકે દૃઢ સ્વરે જવાબ વાળ્યોઃ 'હા.'

જે લડાઇમાં ઘાસ ખાઇને, પાંદડાં ખાઇને, છેવટે મરી ગયેલ પશુનાં હાડકાં ખાઇને એના ભાઈઓ લડી રહ્યા હતા ત્યાં જ તે પણ લડતો હતો. એમનું વીરત્વ નહિ, અનાજ ખૂટયું હતું. એણે ફરીને દૃઢ સ્વરે જવાબ આપ્યોઃ 'હા, હું ત્યાં હતો.'

'દી ક રા!' વૃદ્ધ માતાનો શોકભારથી દબાતો ઠરડાતો અવાજ અનેકના અંતઃકરણને મુઝાવતો મહાવિલાપના શબ્દ જેવો બેસી ગયો.

સૈનિક દીકરાનો વજાવાણીમાં જવાબ આવ્યોઃ

'મા! ઓ મા! ગુરુ ગોવિંદે ચાર ચાર પુત્રોનાં સમર્પણ કર્યાં અને તમને એક પુત્રનો મોહ છૂટતો નથી?—મારા સાતસો ચાળીસ ભાઈઓને છોડીને હવે હું એકલો ચાલી નીકળું? મા!—જાઓ, પાછાં ફરો. મને હવે મુક્તિમાંથી પાછો ના ફેરવો. જાઓ મા! જાઓ! આપણા ખેતરની વાડીમાં, પેલા જાંબૂડાના ઝાડ નીચે, કોઈ કોઈ ચાંદની રાતે તમને મળવા ચાલ્યો આવીશ. જાઓ, મા! જાઓ!'

હાડકાંનો લોટ કરીને ખાતાં પણ જેમની છાતીમાં ધ્રુજારી છૂટી ન હતી એવા અનેકોની આંખ ભીની થઇ ગઈ.

પણ તે પહેલાં તો સિંહના બાળકની પેઠે કૂદીને પેલો જુવાન સૈનિક જલ્લાદની તલવાર નીચે ઊભો રહી ગયો હતોઃ હસતો હસતો બોલતો હતોઃ 'ઓ મુક્ત! આજ તો હું પહેલો! હું પહેલો! —ચલાવો. વાહ! ગુરુ કી ફત્તેહ!'

## ૭. રાજા હનમંતસિંહ

ઈ. સ. ૧૮૫૭નો સમય હતો.

મૈયા ગંગા, ગોમતી અને ગોગરાનાં પાણી માનવશોણિતથી ભરી દેવાનો, જાણે કે, નરમેધયજ્ઞ મંડાયો હતો.

ગુનેગાર કે બિનગુનેગાર, શાણો કે શયતાન, સાધુ કે સ્વાર્થી—ગમે તે હોય—ઈ. સ. ૧૮૫૭ના બળવાખોરોને એવો વિવેક કરવાનો વખત ન હતો. દાવાનળની માફક એક પછી એક ગામ ઝડપાતાં હતાં. ગંગાગોમતીને આશ્રયે આવતી અનેક હોડીઓ જોતજોતામાં અશરણ અંગ્રેજો, સ્ત્રીઓ અને બાળકોનાં રુદન સહિત જલસમાધિ લેતી અદૃશ્ય થતી હતી.

ચારે તરફ નાસભાગ હતી. સૌ જીવવા નાસી છૂટતા હતા.

ગંગા, ગોમતી અને ગોગરા—બન્ને કિનારે—જીવનને હાથમાં લઈને રમનારી માનવમેદનીથી છવાઈ ગયાં હતાં. સઘળાં સ્થળ બળવાખોર સૈનિકોના હાથમાં હતાં.

‘ એ હોડી નીકળી ’—એ બૂમ પૂરી ન થાય તે પહેલાં ‘ એ હોડી ડૂબી ’—એ બૂમ પડતી હતી.

કોઈ સહીસલામત ન હતું.

ઠેરઠેરથી લખનૌ સર કરવા બળવાખોરોના સૈનિકો એ તરફ પ્રયાણ કરી રહ્યા હતા. હરેક ગામડું અશાંત હતું. હરેક માણસ બળવાખોરનો સૈનિક હતો. વાતાવરણ વિશ્વાસઘાતનાં ખંજરોથી છલોછલ ભર્યું હતું. આજે બે દોકડાનો લાગતો નરમઘેંશ ચપરાશી, કાલે ‘ રાઈફલ ’ લઈને ‘સાહેબ! સંભાળજો!’ કહેતો સામે ખડો થઈ જતો. માણસ જાણે મડદામાંથી સરજાતાં હોય તેમ, ચારે તરફના પ્રદેશમાં જ્યાં ભાડૂતી સિપાઈઓ હતા, ત્યાં આજે સૈનિકો—ઊભરાયા હતા સઘળા માણસો કોઈ અદૃશ્ય વીજળીના આંચકા અનુભવતા ન હોય તેમ લાગતું હતું.

એવે વખતે એક નાનો લાગતો મોટો બનાવ બની ગયો.

ફૈઝાબાદ જિલ્લામાં સાલોની નામે ગામ છે. ત્યાંના અંગ્રેજ ઑફિસરો પ્રાણ બચાવવા માટે કાલાકંકરનરેશ રાજા હનમંતસિંહના અતિથિ બનીને રહ્યા હતા.

નવા જમીનદારી ધારાધોરણથી અનભિજ્ઞ-- આ રાજાની ઘણીખરી જમીન, અદૃશ્ય રીતે ને ન સમજાય તેવી રીતે ખાલસા થઇ ગઈ હતી. કાલાકંકરનરેશને શિરને સાટે ખરીદેલી જમીનો આમ ચાલી જાય એ વસમું તો બહુ લાગ્યું હતું અને એનો મધ્યયુગના અવશેષ જેવો જ્વલંત તેજસ્વી માનભરેલો સ્વભાવ ઘવાયો હતો—છતાં એ સઘળું જાણે ન જ બન્યું હોય તેમ, ભયત્રસ્ત અંગ્રેજ અતિથિઓને એણે રક્ષણ આપ્યું હતું.

કોઈએ કહ્યું: ‘નરેશ! દાવાનળ સળગે છે, ગામડેગામડું હાલી ઊઠયું છે, આપણું સર્વસ્વ હણી લેનારને આવો આશ્રય તમે ઊઠીને આપો એ છાજતું નથી!’

બીજાએ કહ્યું: 'હોય, ભાઈ, જમાનો છે. આપણા બાપદાદાએ માથાં રણમાં મૂકીને જમીન લીધી; આપણે માથાં અંગ્રેજોના ચરણમાં મૂકીને તો લઈએ!'

રાજા હનમંતસિંહને તીક્ષ્ણ શર જેવાં વચનો વીંધી રહ્યાં. પણ હજી એણે વિવેક ગુમાવ્યો નથી. એનો એક જ જવાબ છે: 'ભયત્રસ્તોને ને શરણાગતોને હણવાથી આપણી રજપૂતી લાજે.'

અનુયાયીઓ અંદર અંદર કાન કરડે છે: 'રજપૂતી તો કોણ જાણે, પણ રાજાને મોહ થયો છે—સેવા કરીને સમૃદ્ધિ જમાવવાનો શૂદ્રધર્મ રાજાને દોરી રહ્યો છે.'

પણ કાલાકંકરનરેશ રાજા હનમંતસિંહ પોતે સઘળા અંગ્રેજોને અલ્લાહાબાદ સામેના ઉતાર-ઘાટ સુધી પહોંચાડી આવ્યો. સઘળા સહીસલામત હતા. છેલ્લી સલામ થઈ ગઈ. વિદાયઘડી આવી પહોંચી. ગંગા મૈયાના કિનારા પર રાજા ઊભો હતો. અંગ્રેજો અલ્લાહાબાદ જવાની વિદાય લઈ રહ્યા હતા.

તેમાંના એકે કહ્યું: 'રાજાસાહેબ! આવી જ રીતે અમે તમારી વધુ મદદની પણ આશા રાખીએ છીએ—બળવો સમાવી દેવામાં.'

રાજા હનમંતસિંહનું ઊંચું પડછંદ શરીર જરાક વધારે ઊંચું થયું. એ ટટ્ટાર થઈ ગયો, એનો સીનો પણ પલટાઈ ગયો. એણે જવાબ વાળ્યો: 'તમારા ઉપર અચાનક હુમલો થયો ને તમે નિરાધાર ભયત્રસ્ત બની મારે ત્યાં આવ્યા, એ વખતે મારો ધર્મ સ્પષ્ટ હતો: મેં તમને જાનને જોખમે બચાવ્યા. પણ તમે કલમને એકઝપાટે હજારો માણસોને જમીનવિહોણા કરી મૂક્યા છે. જે જમીન મારા કુટુંબમાં સૂર્યવંશી રામચંદ્રના વખતથી ચાલી આવે છે એમ કહું તો ચાલે, તે તમે એકસપાટે ઝૂંટવી લીધી છે. તમને નિરાશ્રિતને—ભયત્રસ્તને રક્ષણ આપવું એ મારો ધર્મ હતો—પણ હવે—હવે . . .' રાજા હનમંતસિંહના શરીરમાં એક અદૃશ્ય વીજળીનો પ્રવાહ વહી રહ્યો. . . . 'હવે આવતી કાલે મારા સઘળા મિત્રો અને સગાંસંબંધીઓના સૈન્યને મોખરે હું લખનૌ ઊપડવાનો છું. તમને અતિથિને રક્ષણ આપવાનો જેમ મારો

ધર્મ છે, તેમ મારી જમીનના અન્યાય માટે રણમાં લડવાનો કે પડવાનો પણ મારો ક્ષાત્રધર્મ છે. એ મારા બીજા ધર્મને પણ હું ન ભૂલી શકું.'



અમર વાણીથી પ્રોત્સાહન પામ્યાં હોય તેમ મૈયાગંગાનાં પાણી વધારે વેગથી વહી રહ્યાં હતાં.

## ૪. જ્યારે બ્રહ્મજ્ઞાન મળે છે

ભગવાન ભૃગુ પોતાના અંતરમાં બ્રહ્મદર્શનની ઝાંખી કરી રહ્યા હતા.

નીચે નર્મદાનાં જળ ચાલ્યાં જાય છે; સામે એના આરસના સ્વચ્છ કિનારા શોભી રહ્યા છે; નિર્મળ આકાશમાં બાલરવિની કિરણાવલિ આવી રહી છે; અને આખા વનમાં પરમ શાંતિ છે. વાતાવરણમાં મૌનની મહાભાષા પ્રકટી છે.

એવે સમયે ભગવાન ભૃગુને મળવા માટે ઋષિમુનિઓનું એક મંડળ વિંધ્યાટવીનાં વન વીંધીને ચાલ્યું આવતું હતું.

એ મંડળની સાથે જેણે બંસી બજાવીને સ્વરશાસ્ત્રીઓને મુગ્ધ કર્યા હતા, સુદર્શન ગ્રહીને

શતસમરવિજેતાઓને પરાભવ પમાડયા હતા, અને ગીતા ગાઈને બ્રહ્મજ્ઞાનીઓને જ્ઞાનચક્ષુ આપ્યાં હતાં, એવા શ્રીકૃષ્ણ પણ હતા. અત્યારે વાત બ્રહ્મજ્ઞાનની જ થઇ રહી હતી.

ભગવાન ભૃગુની ગીતામાં આવેલી પ્રશસ્તિ —કેટલાકને અસ્થાને લાગી હતીઃ કેટલાકને અયોગ્ય લાગી હતી.

અને હરેક મતમતાંતરનું દર્શન કરીને પ્રત્યક્ષપ્રમાણથી જ બને તો ઉત્તર આપવાની નૈસર્ગિક શક્તિવાળા કૃષ્ણ એ સર્વ મતમતાંતરને માત્ર સ્મિતથી જ જવાબ વાળી રહ્યા હતા.

ભગવાન ભૃગુના આશ્રમની સમીપ આવતાં જ સૌને વાયુમંડળમાં પ્રસરી રહેલો પરમશાંતિનો જાણે કે સંદેશો મળ્યો. વાતાવરણ એકદમ પ્રશાંત બની ગયેલું જણાયું. કુસુમગંધ લઈને વહતો વાયુ પણ આમોદપ્રમોદને બદલે જાણે કે કાંઈ નવું જ સત્ત્વ લાવતો હતો.

ભગવાન ભૃગુનો અચળ અને શાંત દેહ, શાંત સમુદ્ર જેવો, દેખાયો. એના પર બાલસૂર્યનાં

કિરણ પડી રહ્યાં હતાં, અને તેથી તપ્ત કાંચન જેવી એમની દેહ શોભી ઊઠતી હતી.

સૌએ દૂર ઊભા રહીને શાંત રીતે નમસ્કાર કર્યા.

ભગવાન ધ્યાનસ્થ હતા. એમનું ચિત્ત આનંદની કોઈ એવી ભૂમિકા ઉપર વિહરી રહ્યું હતું કે જ્યાં ભય, ઇચ્છા ને સંશય સઘળાં નાસ્તિ બની જતાં હોય !

ઋષિમુનિમંડળ ઊભું રહ્યું. શ્રીકૃષ્ણે સૌને શાંત રહેવા સૂચવ્યું. પછી શ્રીકૃષ્ણે ભગવાન ભૃગુની સમક્ષ જઈને નત મસ્તકે ધીમી વાણીમાં વિનતિ કરી: 'ભગવન્! બ્રહ્મા આપને મળવા આવ્યા છે.'

લેશ પણ અશાંતિ વિના ધ્યાનસ્થ ભૃગુ એમ ને એમ રહ્યા.

બીજી વાર કૃષ્ણે એ જ કહ્યું: 'ભગવન્! શંકર આપને મળવા આવ્યા છે!'

ઋષિમુનિઓ કૃષ્ણની આ યુક્તિ સમજી અંતરમાં હસી રહ્યા હતા. શંકરનું નામ પડતાં જ ભૃગુ ધ્યાનભંગ થઇ દર્શન કરવા ઉત્સુક બનશે.

પણ આશ્ચર્યની વાત હતી. એવું કાંઈ થયું નહિ. ભૃગુની ધ્યાનસ્થ મુદ્રા એવી જ અચલ અને પ્રશાંત રહી.

ત્રીજીવાર કૃષ્ણે કહ્યું: 'ભગવન્! સર્વ લોકાધાર વિષ્ણુ આપને મળવા આવ્યા છે; આ ઊભા!'

અને ઋષિમુનિઓના આશ્ચર્યનો પાર ન રહ્યો. એની એ નિશ્ચલ પ્રશાંત મુદ્રા. લેશ પણ અશાંતિ નથી; રજ પણ ઉતાવળ નથી. ધીમો ગંભીર શાંત —મૌનસાગરના અતળ ઊંડાણમાંથી આવતો હોય તેવો શબ્દ આવ્યો: 'આ કોણ આવી અપંડિતની ભાષા આંહીં બોલી રહ્યું છે?—આ કોણ અજ્ઞાનીની પેઠે દર્શન—દ્રષ્ટાનો ભેદ દર્શાવી રહ્યું છે?—બ્રહ્મા —વિષ્ણુ અને મહેશ અંતરમાં નથી કે નિહાળવાના હોય? પ્રાકૃતજનોની આ અજ્ઞાન ભાષાનું કોણ અનુકરણ કરી રહ્યું છે?'

સઘળાનાં મસ્તકો એકીસાથે સહજ જ શ્રદ્ધાથી અને ભક્તિથી નીચાં નમ્યાં.

તે રાતે ચંદ્રામૃતધારા ઝીલતી, ધોળા નિમાળાથી શોભી રહેલી, ઋષિમુનિઓની પાછી ફરતી મંડળી હવે બ્રહ્મજ્ઞાનની ચર્ચા કરી શકતી નથી; બ્રહ્મજ્ઞાનની સાક્ષાત્ પ્રતિમાના દર્શનથી એમની વાણી મૌનભાવ પામી છે; વાણી મૌનભાવ પામતાં ચિત્તની અનેક નાનીમોટી તેજછાયા જેવી ગૂંથણીનું સંશોધન તથા શુદ્ધીકરણ ચાલી રહ્યું છે!



અને વિંધ્યાટવીનાં વન મૂંગાંમૂંગાં એમની અજબ જેવી મૂકવાણી સાંભળી રહ્યાં છે!

## ૫. પ્રેરણામૂર્તિ

શિવાજી મહારાજના દ્વારે ભરજુવાનીમાં આવેલો, ખાસ્સો છ ફૂટ ઊંચો, કદાવર દેખાવનો એક ચપળ રજપૂત જુવાન આવીને ઊભો રહ્યો.

એનો સીનો જોઈને જ મરાઠા દ્વારપાળે સાવધાન બની પોતાનાં હથિયાર સંભાળ્યાં. મહારાજની આગ્રેથી છૂટીને આવ્યા પછી—હમણાં હમણાં પાછી મોગલો સાથે લડાઈ શરૂ થઈ હતી. તાનાજી માલુસરે જીવના જોખમે ઉદેભાણ પાસેથી કોંડાણા—સિંહગઢ પાછો મેળવ્યો હતો; પુરંદર પડયું હતું, પંદર હજાર ઘોડેસવારી લશ્કર સાથે મહારાજ સૂરતનો છાપો મારીને પાછા આવી ગયા હતા; અને ખુદ ખાનદેશની રાજધાની મરાઠી સવારોના પડઘાથી ધ્રૂજતી હતી. એવે સમયે કોઈ દગોફટકો રમી ન જાય એટલે તો દરેકે દરેક માણસ સાવધાન રહેતો.

આવનાર જુવાનનો વેશ શિકારી જેવો હતો. તે દ્વારપાલ પાસે આવ્યો. 'મારે મહારાજને મળવું છે!'

મરાઠો જવાબ આપ્યા વિના એની સામે જોઈ રહ્યો. બીજા આઠદસ સૈનિકો પણ આસપાસ ગોઠવાઇ ગયાઃ 'શું કામ છે?'

'આ એક ચીજ છે મારી પાસે—' એમ કહીને એણે પોતાની પાસેનું કબૂતર બતાવ્યું. 'મહારાજને, સાંભળ્યું છે, શોખ છે કબૂતરની રમતનો, તો હું દૂર-દૂરથી એ બતાવવા આવ્યો છું!'

'એમ કે?' કોઇએ જવાબ આપ્યો. પણ સૌ એકબીજાની સામે આંખ મીંચકારી રહ્યા હતા.

એટલામાં જરાક ગડબડ થઇ રહી અને ખુદ શિવાજી મહારાજ પોતે બહાર આવતા દેખાયા. એમના નાના દેહમાં પથરાયેલી અજબ વીરશ્રીથી એ શોભી રહ્યા હતા. ગરુડના જેવી એમની ચપળ આંખો પહેલે જ સપાટે આવનાર રજપૂત જુવાન ઉપર અટકી પડીઃ 'આ કોણ છે?' એમણે જુવાનને આગળ વધવા ઇશારત કરી.

જુવાન આગળ વધ્યો. દરેકે દરેક મરાઠો તીક્ષ્ણ ભેદકદૃષ્ટિથી એની આંગળીએ આંગળીની હિલચાલ જોઇ રહ્યો હતો. જુવાન રજપૂત આગળ આવ્યો. મહારાજને તરવાર નજર કરી જરાક પાછો હઠચો, નમ્રતાથી બોલ્યોઃ 'મહારાજ મારી પાસે એક કબૂતર છે. લડાઈમાં પાવરધું છે. કોઈએ એને જીત્યું નથી.'

'એમ?' મહારાજના ચહેરા ઉપર જરાક સ્મિત ફરકયું. 'કયાં છે?—અમારા કબૂતર સાથે મેળવી જુઓ—'

મહારાજ અંદર દરબારમાં ગયા. નાની સરખી કચેરી જેવું થઇ ગયું. જુવાન રજપૂતના કબૂતર સાથે મહારાજનું કબૂતર લડાઇમાં ઊતર્યું. રજપૂતનું કબૂતર જીત્યું.

પણ મહારાજનું દિલ એ લડાઈમાં ન હતું. એણે જુવાનને જોતાં જ નક્કી કર્યું હતું કે આ કોઈ અજબ વીર છે, ને કબૂતરનો ખેલ તો એક નિમિત્ત માત્ર છે.

મહારાજે જુવાન સામે જોયું: 'ક્યાં રહેવું?
—કબૂતર તો ભારે નામીચું રાખ્યું લાગે છે!'

'રહેવું બુંદેલખંડમાં—'

'બુંદેલખંડમાં?—મહારાજ ચંપતરાયના વંશમાં હવે કોઈ જાગે છે કે?'

બુંદેલખંડમાં આવેલ મહેબાની રિયાસત વિષે અને તેના રાજા ચંપતરાયના શાહી સૈન્ય સામેના બહારવટા વિષે મહારાજે ઘણું સાંભળ્યું હતું. વિન્ધ્યવાસિની દેવીને બુંદબુંદ લોહી આપીને અમે બુંદેલા થયા છીએ એ વીરગાથા પણ તેમણે સાંભળી હતી. એટલે જ મહારાજે પૂછ્યું હતું, જરા દાણો દાબવા.

'કેમ બોલ્યા નહિ?—'

'મહારાજ! હું જ ચંપતરાયનો પુત્ર. આપની પાસે વખાનો માર્યો આવ્યો છું. મેં મિરઝા રાજા જયસિંહ પાસે રહીને કામ કર્યું છે. મહારાજ જ્યારે મિરઝા રાજાને મળવા આવ્યા ત્યારે જ મોહિની લાગી હતી કે મહારાજના સૈન્યમાં રહી

જાઉં. આજે તમારી પાસે એ માટે જ આવ્યો છું. મને યોગ્ય કામ આપો; કોઈ કામમાં પાછો નહિ પડું. મારે હવે મુગલ સૈન્યમાં રહેવું નથી. એ મારી પ્રતિજ્ઞા છે.'

મહારાજ જુવાન રજપૂત સામે જોઈ જ રહ્યા હતા. તેણે ધીમે રહીને—શાંત વાણીમાં જવાબ વાળ્યો: 'તમે ચંપતરાયના સૌથી નાના પુત્ર?'

'હા, મહારાજ!'

'તમારું નામ?'

'છત્રસાલ!'

'એમ?—ત્યારે, જુવાન છત્રસાલ!—તારી જન્મભૂમિ ત્યાં પરાધીન રહેશે અને તું મારે ત્યાં નોકર રહેશે?—તું વીરનો પુત્ર છે; જુવાન! બેઠો થઈ જા. આ તારું પડછંદ શરીર, આ તારી રાજવંશી મુખમુદ્રા, આ તારી જુવાની—એ સઘળાં—તારી જન્મભૂમિ—બુંદેલખંડના ચરણમાં આપવાનાં હોય. તને રાજાના પુત્રને—સરદાર થવાનું સ્વપ્નું પણ કેમ આવે છે?–તારી કુલદેવી વિંધ્યવાસિનીદેવી પાસે જા—એ તને માર્ગ બતાવશે.'

'મહારાજ—આપને પર્વતમાળા રક્ષે છે,

માતા ભવાની હાજરાહજૂર છે, હિન્દુત્વને આપે જગાડ્યું છે—હું તો આપને ચરણે જ શોભું!'

. . . . . . .

મહારાજ શિવાજીએ વીરવાણીમાં જવાબ વાળ્યો: 'તારી માતાએ, ખુલ્લી સમશેરે, તારા પિતાની પાછળ મળવા આવેલા મિત્રો, દુશ્મનો છે એમ ધારીને એમને જે કહ્યું હતું તે કોઇ કવિએ--- ભાટચારણે—તને સંભળાવ્યું નથી?—લે, હું સંભળાવું: તારી માતાએ, ખુલ્લી સમશેરે, તારા પિતાના દેહની આડે ઊભા રહીને કહ્યું હતું કે, 'જ્યાં સુધી તમે મારા રાઇ રાઈ જેવડા ટુકડા નહિ કરી નાખો, ત્યાં સુધી હું ખસવાની નથી. હું જ મારા પતિનો કિલ્લો છું!'



જુવાન છત્રસાલની આંખમાં આંસુ આવ્યાં. એને પિતાનું બહારવટું બરાબર યાદ હતું. પોતે સાત વર્ષનો હતો ત્યારે—માતાએ પ્રેમથી માથે હાથ ફેરવી વારંવાર ચુંબન કરી હેતથી ભેટી મામાને ત્યાં રવાના કર્યો—અને જંગલની કેડીએ વારંવાર પાછું ફરીને જોતી, અને નિશાનીઓ કરતી—પતિની

સાથે છાયાની પેઠે ફરવા—બહારવટામાં સાથે રહેવા—તે ચાલી નીકળી—એ દિવસ એને બરાબર યાદ હતો. અરે ! એ સઘળાં એક વડની છાયા નીચે ઊભાં હતાં. ચાર ઘોડા હણુહણાટી દેતા હતા. મામાનો વિશ્વાસુ માણસ એને તેડવા આવ્યો હતો. માતા ચુંબન કરતી હતી. એને ખોળામાં તેડ્યો હતો. એના માથા પર—વાંસા પર હાથ ફેરવી રહી હતી—'મારો છત્રુ તો રાજા થવાનો છે, આ હીરો એનો છે' એમ વહાલથી ગદ્ગદ કંઠે બોલીને એક હીરો માતાએ આપ્યો હતો; અત્યારે એની ભેટમાં એ હીરો હતો.—જુવાન છત્રસાલ ઘડીભર સાત વર્ષનો બનીને માનો ખોળો શોધી રહ્યો હતો—અને પછી પિતા માતા રવડી રખડીને, દુશ્મનોના હાથથી સપડાઈને મરણ પામ્યાં એ સઘળું એની નજર સમક્ષ તરી આવ્યું. એને પિતાનો છેલ્લો અવાજ જાણે સંભળાતો લાગ્યો: 'છત્રુ, દોડજે !' એનો હાથ અચાનક જ તલવાર પર ગયો—મરાઠાનો દરેકે દરેક સરદાર સચેત થઇ ગયો. માતાના નામની અસર જાણનાર મહારાજ શિવાજી બેઠા થઈ વીર છત્રસાલ પાસે ગયા. હાથ પકડી તેને ઊભો કરી પ્રેમથી ભેટયા: છત્રસાલ, મહારાજની સામે

હાથ જોડીને ઊભો રહ્યો. એનું હૃદય કામ કરતું ન હતું. એને આમ પ્રેમથી બોલાવનાર આજે પહેલ-વહેલા મહારાજ જ મળ્યા. શિવાજી મહારાજ તેજસ્વી વાણીમાં બોલ્યા: 'વીર! નરસિંહ! —તું તારી જન્મભૂમિમાં સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવ. હું તારી પડખે ઊભો છું. મારા ત્રીસ હજાર સવારો તારી પડખે ઊભા છે. માતા વિંધ્યવાસિનીને શરણે જા!—તારી જન્મભૂમિને જગાડ—જા, નરસિંહ! તું બુન્દેલને જાગ્રત કરી દે. તને એ શોભે—જીવનભર એકાકી રણ વેઠનાર ચંપતરાયનો સિંહસુત—ક્યાંય સરદાર ન હોય!—

છત્રસાલે મહારાજને ચરણે નમસ્કાર કર્યા. મહારાજે એની પીઠ થાબડી કહ્યું: 'જા, નરસિંહ! તું તારું નામ અમર કર!'

તે દિવસે મોડેથી જ્યારે છત્રસાલ દરબાર છોડીને નીકળ્યો ત્યારે એના દેહસમસ્તમાંથી એક જાગ્રત વાણી બોલી રહી હતી. એના અંતરમાં એક નવું સ્વપ્ન જન્મ્યું હતું.



અને એ જ સાંજે છત્રસાલ અને એની પત્ની દેવકુંવરી બુન્દેલખંડ તરફ ઘોડેસવાર બનીને ચાલી

નીકળ્યાં—થોડાં વર્ષો પહેલાં એ જ પ્રમાણે એના પિતા ચંપતરાય અને એની માતા કાલીકુંવર બહારવટું ખેડવા નીકળ્યાં હતાં !—તેજ અને છાયાની પેઠે સાથે—અર્થ અને વાણીની પેઠે એક રૂપે. આજે એનો જુવાન પુત્ર એ જ રસ્તે ચાલી નીકળ્યો. એની પડખે પણ દેવકુંવરનો ઘોડો દોડી રહ્યો હતો. બન્ને રણ જગાડવા જતાં હતાં—જાણે सह वीर्यं करवावहै—એ ઉપનિષદ્મંત્રના મૂર્તિમાન આચરણરૂપે.



—અને થોડા દિવસ પછી, વડીલોની શિખામણ ઉપરવટ થઈને, કેવળ પોતાની સમશેર પર આધાર રાખીને, ડુંગરમાળામાં ફના થઈ જવાનો સંકલ્પ કરીને, હજી તો જીવનના પહેલા પગથાર પર ઊભેલો, વિંધ્યવાસિનીના સ્વપ્નથી ભરેલો, એકવીસ વર્ષની ઊગતી જુવાનીનો, તરુણ છત્રસાલ, માત્ર પાંચ સવારો સાથે, દિલ્હીની હજારોની સેનાનો સામનો કરવા માટે, ભગવતી નર્મદાનાં પાણી ઓળંગી ગયો, ત્યારે એની સંગેમરમરની ડુંગરમાળા ડોલી ઊઠી. જાણે એમ બોલતી હોય કે કોઈ શિલ્પી આ વીરમૂર્તિ ઘડે ત્યારે અમારામાંથી કોઈને એ ભાગ્ય ફળજો—અમારામાંથી કોઈને એ ભાગ્ય મળજો !

## ૬. રાજધર્મ

એકાંત મધુરી રાત્રિ હતી. નવયૌવના સ્ત્રી હતી. સ્વરૂપવાન હતી, વળી પોતે જ પ્રેમ યાચી રહી હતી. પુરુષને એના કરતાં વધારે નશો બીજી કોઈ વાતનો ચડતો નથી.

મહારાજ છત્રસાલના જીવનમાં ઘણા કપરા પ્રસંગો આવ્યા હતા; આજે આડો આંક હતો.

એમણે ઘણાં યુદ્ધો જોયાં હતાં; આજનું યુદ્ધ અજબ હતું.

એક ઘડીભર તો મહારાજ છત્રસાલ વિચાર-નિદ્રામાં પડી ગયા.

'પણ બાઈ! તમે તો મને તેડાવ્યો છે, તમારું દુઃખ કહેવા. અને દુઃખ તો તમે કીધું નહિ!'

'દુઃખ ?—ના, ના, મેં તો કાગળમાં લખ્યું હતું—વેદના—વ્યથા—શરીરને તાવી નાખનારી મહાવ્યથા.'

'તમારું નામ ?'

'પ્યારીબાઈ ભાટિની.'

'ત્યારે તમારી વ્યથા જણાવો.'

'વ્યથા—તો મહારાજ !—' એક ઘડીભર એના મોં ઉપર સ્ત્રીસહજ શરમની સુરખી પથરાઈ ગઈ. પણ એથી તો એનું યૌવન વધુ શોભી ઊઠ્યું. વધુ આકર્ષક પણ બની ગયું.

હરેક સ્ત્રીને ખબર હોય છે—અને પ્રેમ યાચવા જેટલી ધૃષ્ટ બનેલી મોહમુગ્ધ સ્ત્રીને તો વધારે ખબર હોય છે—કે એના અપૂર્ણ જવાબોમાં એનો સંપૂર્ણ વિજય રહ્યો છે; એના અર્ધસંદિગ્ધ ઉત્તરોમાં રતિનાથનાં શર રહ્યાં છે; એની શરમભરેલી સુરખીમાં અજબ આકર્ષણ રહ્યું છે. પ્યારીબાઈ વધુ બોલી નહિ—પણ મોહક નજરે મહારાજને નિહાળી રહી.

'પણ તમે મને કાગળ લખ્યો, દુઃખ કહેવા માટે તેડાવ્યો, હું રાજા તરીકે તમારી પાસે

આવ્યો છું, અને તમારા દુઃખની સ્થિતિ તો જણાતી નથી.'

મર્યાદાનાં સઘળાં દ્વાર ધૃષ્ટતાએ જીતી લીધાં હતાં. પ્યારીબાઈ ભાટિની સ્વચ્છંદમાં આનંદ લેતી હોય તેમ બોલીઃ 'મેં તમને એટલા માટે જ તેડાવ્યા છે, હું અનાથ છું. પુરાણમાં સાંભળ્યું છે તેમ તમે મને સનાથ કરો—મારે એક તમારા જેવો જ પુત્ર જોઈએ છે—નહિતર સ્ત્રીહત્યા તમારે કપાળે આવશે જ.'

મહારાજ છત્રસાલ દિઙ્મૂઢ બની ગયા. વિચારમાં પડી ગયા. પ્યારીબાઈના આત્મહત્યાના પાપથી ધ્રૂજી ઊઠ્યા. ધીમે ધીમે શાંતિથી—એમણે જવાબ વાળ્યો.

'તમે એમ કહ્યું કે તમારે પુત્ર જોઈએ છે, કાં?'

'બસ, હા, મહારાજ!'

'અને, તે પણ મારા જેવો જ, કાં?'

'હા, મહારાજ!'

પ્યારીબાઈ ભાટિની બેચાર ડગલાં પાછળ હઠી ગઈ.

'અરે ! મહારાજ !—આમ ન હોય '—એમ બોલતી તે બેચાર ડગલાં વધુ પાછી હઠી. અચાનક મહારાજ છત્રસાલ એના ચરણ પાસે લાંબા થઈને દંડવત્ પ્રણામ કરી રહ્યા હતા, માથું તેના ચરણ પર મૂકીને બોલી રહ્યા હતા; 'મા ! બોલો, મા ! હું જ તમારો પુત્ર છું ! હું જ તમારો પુત્ર. બોલો મા ! શી આજ્ઞા છે !'



અનંગભસ્મ શમાવવા ખરતાં હોય તેમ પ્યારીબાઈ ભાટિનીનાં નેત્રોમાંથી મહારાજ છત્ર-સાલના માથા પર આંસુ ખરી રહ્યાં હતાં !

## ૭. આજન્મ વૈરાગી

એ સમયે મગધ અને બંગાળામાં મહીપાલની સત્તા હતી.

એને અધીન રહીને માંડલિક કલ્યાણશ્રી વિક્રમપુરીમાં રાજ કરતો હતો. કલ્યાણશ્રીને તેની રાણી પ્રભાવતીથી ત્રણ પુત્ર થયા. પદ્મગર્ભ, ચન્દ્રગર્ભ અને શ્રીગર્ભ.

વિક્રમપુરીના 'કાંચનધ્વજ' મહેલનો ત્યાગ કરવાનું અને ભગવાન તથાગતની પેઠે જ્ઞાનભિખ્ખુ બની ઐચ્છિક ગરીબી સ્વીકારવાનું મહાભાગ્ય કુમાર ચન્દ્રગર્ભના કપાળમાં લખાયેલું હતું.

એવું મહાભાગ્ય કોઈકને જ મળે છે. એવો સર્વત્યાગનો મહા ધર્મ કોઈક જ સ્વીકારે છે. કુમાર ચન્દ્રગર્ભે એ માર્ગ સ્વીકાર્યો.

એક દિવસ જંગલમાં ઘૂમતાં ઘૂમતાં તેને સમાચાર મળ્યા કે મહાપંડિત જેતારિ એટલામાં ક્યાંક પાસે જ રહે છે.

શોધતો શોધતો રાજકુમાર મહાપંડિતને મળવા ચાલ્યો. તેની પાસે જઈ નમ્રતાપૂર્વક અભિવાદન કરીને બેઠો.

જેતારિએ પૂછ્યું: ' કોણ છો ? '

કુમાર ચન્દ્રગર્ભે ઉત્તર વાળ્યો: ' આ દેશના સ્વામીનો હું બીજો પુત્ર થાઉં !'

આવી વાણી સાંભળવાની જેને ટેવ ન હતી કે જરૂર ન હતી એવા જેતારિએ શાંત વાણીમાં ઉત્તર આપ્યો: ' અમારે કોઈ દેશ નથી, કોઇ સ્વામી નથી, કોઇ દાસ નથી. તું ધરણીપતિનો પુત્ર હો તો તારે આંહીથી જવું જોઈએ. અમારે મન કોઇ ધરણીપતિ નથી ! '

કુમાર ચન્દ્રગર્ભે વૈરાગી જેતારિના આ શબ્દોમાં રહેલ સર્વત્યાગનું સામર્થ્ય જોયું. અને તે એના ચરણમાં લોટી પડ્યો: ' ભગવાન ! હવે આપ જ

મને માર્ગ દર્શાવો. જે ઉપાસના વડે સકળ વિશ્વમાં કોઇ સ્વામીરૂપે કે કોઈ દાસરૂપે રહેતું નથી, તે જ્ઞાન આપ જ મને આપો!'

'એ જ્ઞાનની ઉપાસના માટે તારે ભગવાન તથાગતની ચરણધૂલિથી પવિત્ર થયેલ, નાલંદા વિદ્યાપીઠની ભૂમિમાં પ્રવેશ કરવો પડશે. તે વિના એ ન મળે.'

કુમાર ચન્દ્રગર્ભ ભિખ્ખુ બનવા ચાલી નીકળ્યો. નાલંદા વિદ્યાપીઠના સ્થવિર બોધિભદ્ર સામે બાર વર્ષની કુમળી વયનો બાળક, આજન્મ વૈરાગીની મહાપ્રશાંત મુદ્રાથી જ્યારે ઊભો રહ્યો, અને નતમસ્તકે 'શ્રમણદીક્ષા' માટે એણે વસ્ત્રગ્રહણ કર્યું ત્યારે કોઈના અંતરમાં ખ્યાલ પણ ન હતો કે આ નાનો બાળક—દીપંકર શ્રીજ્ઞાન—નાલંદા વિદ્યાપીઠની દિગંતવ્યાપિની કીર્તિ ફેલાવનાર આચાર્ય શાન્તરક્ષિતની માફક, હિમાલયની પેલી પાર ભારતવર્ષનો વિશ્વશાંતિનો સંદેશો લઈ જશે!

## ૮. જન્મભૂમિના છેલ્લા સાથી

ભગવાન તથાગતે પ્રગટાવેલો જ્ઞાનપ્રદીપ ભારતવર્ષની સીમાઓ વટાવી દૂર દૂરના પ્રદેશોમાં પ્રકાશ આપી રહ્યો હતો.

જીવન શાંતિ માટે, જ્ઞાન માટે, પ્રકાશ માટે, સેવા અને સમર્પણ માટે છે, એ ભાવના ભારતવર્ષની ચાર દિશાઓ ભેદી હિમાદ્રિનાં ઉત્તુંગ શિખરોની પેલી પાર ટિબેટનાં મેદાનોમાં ફેલાઈ ગઈ હતી: એ સમયે ટિબેટમાં રાજા યેશે-ઓ [ જ્ઞાનપ્રભ ]ની સત્તા હતી.

જેમણે જ્ઞાનની જ ઉપાસનામાં સર્વસ્વ અર્પણ કર્યું હતું એવા મહાપંડિતોથી ભારતવર્ષનો વિક્રમશીલાનો મહાવિહાર એ વખતે શોભી રહ્યો હતો. એ મહાપંડિતોમાં પ્રધાન સ્થાને, જેમણે સંસાર

અને રાજપાટનો મોહ તજીને અગિયાર વર્ષની કુમળી વયે જ્ઞાનભિખ્ખુ બનવાની તૈયારી કરી હતી અને પચાસ–પચાસ વર્ષના જ્ઞાનયજ્ઞને અંતે જ્ઞાનમૂર્તિરૂપ બની ગયા હતા તે ભગવાન અતિશા --આચાર્ય દીપંકર હતા. એ જ એક વખતના વિક્રમપુરીના કુમાર ચંદ્રગર્ભ.

ભગવાન તથાગતે પ્રકટાવેલો પ્રકાશ ટિબેટમાં ઝાંખો થતો જાય છે એ જોઈને રાજા જ્ઞાનપ્રભે ભારતવર્ષથી ધુરંધર પંડિતોને બોલાવવાનો નિશ્ચય કર્યો. પણ એ નિશ્ચય અમલમાં મુકાય તે પહેલાં રાજા જ્ઞાનપ્રભ પાડોશી રાજાને હાથે સપડાઇ ગયો ને કેદમાં પડ્યો.

રાજાને મુક્ત કરવા માટે તેના કુમાર ચડ્–છુપ્–ઓ ( બોધિપ્રભ )ને શત્રુરાજાએ મુક્ત દંડ માટે કહેવરાવ્યું. બોધિપ્રભ સુવર્ણ લઈને ત્યાં પહોંચ્યો. દુશ્મન રાજાની માગણી કરતાં સુવર્ણ ઓછું નીકળ્યું. પિતાને આશ્વાસન આપવા અને પોતે વધુ સુવર્ણ લઈ જલદીથી પાછો ફરશે એ સમાચાર કહેવા તે કેદખાનામાં ગયો.

જ્ઞાનપ્રભે કુમારને કહ્યું: 'પુત્ર! જે સુવર્ણ ભારતવર્ષથી પંડિતો બોલાવી આપણા દેશમાં જ્ઞાનદીપક પ્રકટાવવા માટે એકઠું કર્યું છે, તે તું આવા કામ માટે વાપરવાનું યોગ્ય ધારે છે?'

કુમાર બોધિપ્રભે જવાબ વાળ્યો: 'પિતાજી! આપ વૃદ્ધ છો. હવે આપને પણ શાંતિ મળવી જોઈએ.'

પિતાએ જવાબ વાળ્યો: 'હે પુત્ર! હું વૃદ્ધ છું. મારું શરીર હવે રાજધર્મને માટે શક્તિમાન રહ્યું નથી. આજ નહિ તો કાલે પણ આ દેહ પડવાનો છે. તું હવે મારી ચિંતા છોડી જ્ઞાન માટે સંગ્રહેલું ધન જ્ઞાનદીપ પ્રકટાવવામાં જ વાપર. ભગવાન અતિશાને સન્માનપૂર્વક પધરાવીને આપણા દેશમાં જ્ઞાનની જ્યોતિ ફેલાવવાના કામમાં ઉદ્યુક્ત થા. નશ્વર દેહનો મોહ આવે સમયે ન હોય.'

'અને પિતાજી! તમે?'

'મને જર્જરિતને હવે શાનો ભય છે? દેહ બહાર પડે કે આંહી પડે એમાં શું? તું તારી ધર્મભાવનાને મોહમાં પડી તજતો નહિ.'

કુમાર ગદ્ગદ કંઠે વધુ બોલી શક્યો નહિ. પિતાની આજ્ઞાનું પાલન કરવા તેણે બે હાથ જોડી નમન કર્યું—અને માથું તેમના ચરણમાં ધર્યું. વૃદ્ધ પિતાનો આશીર્વાદ દેતો હાથ તેના માથા ઉપર એક ઘડી અટક્યો—ન અટક્યો ત્યાં રાજાજ્ઞા થઈ, અને કુમારે ભારે હૈયે પિતાની છેલ્લી રજા લઈ લીધી.



શરદ્ઋતુનાં નિર્મળ વાદળ જેવા અનેક ભિખ્ખુઓથી શોભી રહેલા વિક્રમશીલા વિદ્યાપીઠમાં ટિબેટના યાત્રાળુઓ આવ્યા ત્યારે ત્યાંનું પરમ શાંત વાતાવરણ જોઈને દિઙ્મૂઢ બની ગયા; જ્યાં જુએ ત્યાં અંતેવાસી મંદ સુમધુર સ્વરે આસવની પરિશુદ્ધિ અર્થે ચર્ચા કરી રહ્યા છે; કેટલાક અર્થ કરે છે, કેટલાક અર્થ સમજે છે; કેટલાક સેવા કરી રહ્યા છે; કેટલાક પરમ શાંતિમાં ધ્યાનસ્થ બેઠા છે. ક્યાંય કલહ નથી, અશાંતિ નથી, ઉતાવળ નથી.

જ્યારે ભગવાન અતિશા પાસે, ટિબેટનિવાસી યાત્રીઓએ રાજા યેશે—ઓ [જ્ઞાનપ્રભ]ની બંધનાગારમાં રહ્યાં રહ્યાં પણ ભારતીય પંડિતો માટેની

